॥ ओश्म् तत्सत्परमात्मने नमः ॥

# रामरक्षा तथा ज्ञानमाळा.

તેમજ અધ્યાત્મિક પદોનો સ્વલ્પ સંગ્રહ.

સ્વર્ગવાસી પંડ્યા ઠાકોરલાલ વિશ્વનાથ,

એમના સ્મરણાર્થે

વિના મૂલ્યે

ચીમનલાલ ઠાકોરલાલ તરફથી,

પ્રેમપૂર્વક ભેટ.

આવૃત્તિ બીજી પ્રત ૧૦૦૦.

'દેશી મિત્ર' એનજીન પ્રીન્ટીંગ પ્રેસ,–સુરત.

સંવત ૧૯૬૨.

# અહીં તારું કોઈ નથી.

## ધન્યાશ્રી.

કેશવ કોઈ નથી અહિં તારૂં.

આ ભૂતાવળમાં ભરમાઇ માંકર મારૂં મારૂં:—ટેક.
ભાઇ ભરોંસે કોને બેઠો, મેલબધું અધીઆરૂં;
સુત સેવક સબંધી સ્વાર્થી, શું કરી આપે સારૂં ? કેશવ૦
ધન યૌવનને ધામ ધરાદિક, જોતાં સર્વ જનારૂં;
અનુભવ છે તોપણ ઉંઘે છે, એજ મહા અંધારૂં; કેશવ૦
જેની પર આધાર બધો છે, તે તન પણ પડનારૂં;
બલમાંથી બંધાઇ રહ્યો શું, ગાજે મોતનગારૂં; કેશવ૦
હાથ પસારી હાય જવાનું, સમજીજા સંભારૂં;
સાચું હરિપદ એક શરણ છે, પ્રાણુયકી કર પ્યારૂં; કેશવ૦



# ઉદ્દેશ.

માયામાં લપટાયલા સાંસારિક ઉપાધિઓમાં બદ્ધજીવોનું પારલૌકિક શ્રેય ફક્ત ધર્માચરણથી પોતાની જીંદગી ગાળવામાં છે. જેને પરલોકનો ભય છે તેમજ આ લોકમાં પોતાની જીંદગી સુખ રૂપ બનાવવાની ઇચ્છા છે તેણે ધર્મ સંબંધી જ્ઞાન અવશ્ય સંપાદન કરવું. ધર્મ સંબંધી જ્ઞાન શાસ્ત્રદ્વારા મેળવી શકાય છે. કલીકાલમાં સ્વલ્પ આયુષ્યને લીધે તેમજ વ્યવહારિક ઉપાધીઓને લીધે મુમુક્ષુ જીવો ધર્મ ગ્રંથોનું અવલોકન યથાર્થ કરી શકતા નથી. कलौतद्धरिकीर्तनात् એ માહાવાક્યથી કલિયુગમાં ઇશ્વરી જ્ઞાન કેવલ નામસંકીર્તનથી સિદ્ધ થાય છે. જેથી આ પુસ્તકનું મનન તેમજ શ્રવણ તેમજ નિદધ્યાસન થવાથી પારલૌકીક સુખની પ્રાપ્તી કરી શકાશે, એવો માહરો દૃઢ વિશ્વાસ થવાથી વિના મૂલ્યે આ પવિત્ર ગ્રંથ ભેટ તરીકે માહરા આત્મિક વર્ગમાં વહેંચવામાં આવ્યો છે. બને તો નિત્ય નીયમમાં આખો પાઠ અગર એક પણ શ્લોક અગર એક પણ લીટી શુદ્ધ ભાવનાથી શ્રદ્ધાપૂર્વક વાંચવામાં આવશે તો આત્મીક કલ્યાણ થશે ! અસ્તુ.

---

# કર્ત્તવ્ય.

"હું કોણ છું ? સંસારમાં ક્યાંથી આવ્યોછું ? શું કરવું જોઇએ ? આ વિચાર મનુષ્યે હમ્મેશાં કરવા જોઇએ. આ વિચાર ઘણો સમય કરવાથી મનુષ્યનું મન તત્વજ્ઞાન મેળવવાની ઇચ્છા કરે છે. જ્યારે તત્વજ્ઞાનની અભિલાષા થાય ત્યારે શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂને શરણે જઇ તેની પાસે જ્ઞાનનો ઉપદેશ લેવો પૃથ્વિની માફક સુખ દુઃખ સહન કરવાં. ધર્મનું રક્ષણ કરવું. હૃદયમાં જરા પણ તમોભાવ ન રાખવો. ગુરૂના અને શાસ્ત્રના વચનપર વિશ્વાસ રાખવો. કહેવું કંઇ અને કરવું કંઇ એવી દાંભિક વૃત્તિનો ત્યાગ કરવો, સત્સમાગમ કરવો, ક્ષમા, દયા, સરલતા, શમદમાદિ સદ્ગુણોનું સેવન કરવું. વિવેક વૈરાગ્ય સાથે પરમ મિત્રતા કરવી, અને આત્મ ચિંતવન નિરંતર કરવું. જેથી જ્ઞાનમય અનંત ઇશ્વરની પ્રાપ્તિ સહજમાં થશે !

વિષય વાસનાથી હંમેશા બચતા રેહવું.

જગત ભરમાં આત્મ દૃષ્ટિ રાખવી.

મનોમંદિરમાં નિત્ય અને અવિનાશી પરબ્રહ્મનું અચળ સ્થાન કરવું. આજ મનુષ્ય શરીર ધારી જીવનું પરમ કર્તવ્ય છે.

આ સીવાય બીજો મુક્તિનો ઉપાય નથી."

**ભગવાન્ શંકરાચાર્ય.**

## ॥ श्री गणेशायनमः ॥

श्रीसीतारामचंद्राभ्यांनमः ॥ अस्य श्रीरामरक्षास्तोत्रमंत्रस्य ॥ बुधकौशिकऋषिः ॥ श्रीसीतारामचंद्रोदेवता ॥ अनुष्टुप्छंदः ॥ सीताशक्तिः ॥ श्रीमद्धनूमानकीलकं ॥ श्रीरामचंद्र प्रीत्यर्थेरामरक्षास्तोत्र जपेविनियोगः ॥ अथ ध्यानं ॥ ध्यायेदाजानुबाहुंधृतशरधनुषं बद्धपद्मासनस्थं । पीतंवासोवसानंनवकमलदलस्पर्द्धिनेत्रंप्रसन्नं ॥ वामांकारूढ सीतामुखकमिलल्लोचनंनीरदाभंनानालंकारदीप्तंदधतमुरु जटामंडलंरामचंद्र ॥ १ ॥ इतिध्यानं॥

## ॥ श्रीरामरक्षास्तोत्रं ॥

આ રામરક્ષા સ્તોત્ર-રૂપ મંત્રના, બુધકૌશિક ઋષિ છે, દેવતા શ્રી સીતારામચંદ્ર છે, છંદ અનુષ્ટુપ છે, શક્તિ શ્રી સીતા છે, કીલક શ્રી હનુમાન્ છે, શ્રી રામચંદ્રને પ્રસન્ન કરવા માટે રામરક્ષા સ્તોત્રનો પાઠ કરવો.

ધ્યાન—ગોઠણ સુધી જેના લાંબા હાથ છે, ધનુષ્બાણ જેણે ધાર્યાં છે. પદ્માસન વાળીને બેઠા છે, પીળાં વસ્ત્ર જેણે પેહેર્યાં છે, નવાં કમળનાં દળ કરતાં સુંદર જેનાં નેત્ર છે, જે પ્રસન્ન છે, ડાબી કોરે બીરાજેલાં સીતાના મુખકમળ ઉપર જેનાં નેત્ર પડે છે, મેઘના સરખી જેની કાંતિ છે, અનેક પ્રકારના અલંકારોથી જે શોભે છે, અને જે મોટી જટા રૂપ આભુષણને ધારણ કરે છે તે શ્રી રામચંદ્રજીનું હું ધ્યાન ધરૂં છું.

## ॥ श्रीरामरक्षाप्रारंभः ॥

चरितंरघुनाथस्य शतकोटिप्रविस्तरं ।
एकैकमक्षरं पुंसां महापातकनाशनम् । १ ।

શ્રી રામચંદ્રજીનું ચરિત્ર સો કરોડના વિસ્તારવાળું છે અને એકેક અક્ષર તે માણસોનાં મહા પાપને નાશ કરનાર છે. ૧

ध्यात्वानीलोत्पलश्यामं रामंराजीवलोचनं ।
जानकीलक्ष्मणोपेतंजटामुकुटमंडितं । २ ।
सासितूणधनुर्बाणपाणिंनक्तंचरांतकं ।
स्वलीलयाजगत्त्रातुमाविर्भुतमजंविभुम् । ३ ।

નીલાં કમળના જેવી જેની શ્યામ મૂર્ત્તિ છે, એવાં કમળ સરખાં નેત્રવાળાં સીતાજી અને લક્ષ્મણજી સહિત, જટાથી અને મુગટથી શોભીતા, તરવાર સહિત ભાથા અને ધનુષ્યબાણ જેના હાથમાં છે એવા, રાક્ષસોના કાળરૂપ (નાશ કરનાર) અને જગત્‌નું રક્ષણ કરવા માટે પોતાની લીલાથી જે પ્રકટ થયા છે, જન્મ વગરના અને સમર્થ એવા શ્રી રામચંદ્રનું ધ્યાન ધરીને ડાહ્યા માણસે પાપને ટાળનારી અને સર્વ કામનાને પુરનારી આ રામરક્ષાનો પાઠ કરવો. ॥ ૨ ॥ ૩ ॥

रामरक्षांपठेत्प्राज्ञः पापघ्नींसर्वकामदाम् ।
शिरोमेराघवःपातु भालंदशरथात्मजः । ४ ।
कौशल्येयोदृशौपातुविश्वामित्रप्रियःश्रुती ।
घ्राणंपातुमखत्रातामुखंसौमित्रिवत्सलः । ५ ।

રઘુકુળમાં પ્રકટેલા પ્રભુ મારા માથાની રક્ષા કરો. દશરથના પુત્ર મારા કપાળની રક્ષા કરો. કૌશલ્યાના પુત્ર મારી આંખોની રક્ષા કરો. વિશ્વામિત્રના પ્યારા મારા બે કાનની રક્ષા કરો. યજ્ઞનું રક્ષણ કરનાર મારી નાસીકાની રક્ષા કરો લક્ષ્મણજીના પ્યારા મુખની રક્ષા કરો. ॥૪॥૫॥

जिव्हांविद्यानिधिः पातुकंठंभरतवंदितः ।
स्कंधौदिव्यायुधःपातुभुजौभग्नेशकार्मुकः । ६ ।

વિદ્યાના ભંડાર મારી જીભની રક્ષા કરો. ભરતજીએ નમસ્કાર કરેલા રામચંદ્ર મારા કંઠની રક્ષા કરજો. દિવ્ય આયુધને ધારણ કરનારા રામચંદ્ર મારા ખભાની રક્ષા કરજો. શિવના ધનુષ્યને ભાગનારા રામચંદ્ર મારી ભુજાની રક્ષા કરજો. ॥ ૬ ॥

करौसीतापतिःपातु हृदयंजामदग्न्यजित् ।
मध्यंपातुखरध्वंसीनाभिजांबवदाश्रयः । ७ ।

સીતાના પતિ રામચંદ્ર મારા હાથની રક્ષા કરજો. પરસુરામને જીતનાર રામચંદ્ર મારા હૃદયની રક્ષા કરજો. ખરદૈત્યને મારનારા રામચંદ્ર મારા મધ્યની રક્ષા કરજો. જાંબુવાનના આશ્રય રૂપ રામચંદ્ર મારી નાભીની રક્ષા કરજો. ॥ ૭ ॥

सुग्रीवेशःकटीपातुसक्थिनीहनुमत्प्रभुः ।
ऊरूरघूत्तमःपातुरक्षःकुलविनाशकृत् । ८ ।

સુગ્રીવના ઇશ્વર રામચંદ્ર મારી કેડની રક્ષા કરજો, હનુમાનના પ્રભુ રામચંદ્ર મારી જંઘાની રક્ષા કરો. રાક્ષસ કુળનો નાશ કરનારા રઘુકુળમાં ઉત્તમ રામચંદ્ર મારા બે સાથળની રક્ષા કરો. ॥ ૮ ॥

जानुनीसेतुकृत्पातुजंघेदशमुखांतकः ।
पादौविभीषणश्रीदःपातुरामो ऽखिलंवपुः । ९ ।

સમુદ્રપર સેતુ બાંધનારા રામચંદ્ર મારા ગોઠણની રક્ષા કરજો. રાવણનો નાશ કરનારા રામચંદ્ર મારી જંઘાની રક્ષા કરજો. વિભીષણને સંપત્તી આપનારા રામચંદ્ર મારા પગની રક્ષા કરો. અને રામચંદ્રજી આખા (મારા) શરીરની રક્ષા કરો. ॥ ૯ ॥

एतांरामबलोपेतांरक्षांयःसुकृतीपठेत् ।
सचिरायुःसुखीपुत्रीविजयीविनयीभवेत् । १० ।

સુકૃત કરનારો જે માણસ આ રામના બળવાળી રક્ષાનો પાઠ કરે તે લાંબા આયુષ્યવાળો થાય, સુખી થાય, પુત્ર પામે જય મેળવે અને વિનયવાળો થાય. ॥ ૧૦॥

पातालभूतलव्योमचारिणश्छद्मचारिणः ।
नद्रष्टुमपिशक्तास्तेरक्षितंरामनामभिः । ११ ।

શ્રી રામચંદ્રજીના નામથી જેને રક્ષા થઇ હોય તેને પાતાળમાં, પૃથ્વી ઉપર અને આકાશમાં ફરનાર દૈત્યો જોવાને પણ શક્તિવાન્ થતા નથી. ॥ ૧૧ ॥

रामेतिरामभद्रेतिरामचंद्रेतिवास्मरन् ।
नरोनलिप्यतेपापैर्भुक्तिंमुक्तिंचविंदति । १२ ।

રામ, રામભદ્ર અથવા રામચંદ્રનું જે સ્મરણ કરે છે તે માણસ કોઇ દિવસ પાપથી ન લેપાતાં સુખ પામે છે અને મોક્ષને મેળવે છે. ॥૧૨॥

जगज्जैत्रैकमंत्रेणरामनाम्नाऽभिरक्षितम् ।
यःकंठेधारयेत्तस्यकरस्थाःसर्वसिद्धयः । १३ ।

જગતને જીતનારા એક રામનામના મંત્રથી જેમાં રક્ષા કરવામાં આવી છે એવા આ સ્તોત્રનો કોઇ પાઠ કરે તો તેને સર્વ સિદ્ધિઓ પાસે આવી રહે છે. ॥ ૧૩ ॥

वज्रपंजरनामेदंयोरामकवचंस्मरेत् ।
अव्याहताज्ञःसर्वत्रलभतेजयमंगलम् । १४ ।

વજ્રપીંજર નામના આ રામકવચને જે સંભારે તે અખંડ જ્ઞાન-વાળો થાય છે, અને સરવે ઠેકાણે કીર્ત્તિરૂપ કલ્યાણને મેળવે છે. ॥ ૧૪ ॥

आदिष्टवान्यथास्वप्नेरामरक्षामिमांहरः ।
तथालिखितवान्प्रातःप्रबुद्धोबुधकौशिकः । १५ ।

શ્રી સદાશીવે જે પ્રમાણે આ રામરક્ષા વિશ્વામિત્ર રૂષિને સ્વપ્નમાં આવીને કહી તેમજ પ્રમાણે તે બુદ્ધિવાન્ રૂષિએ સવારમાં જાગીને (પ્રાતઃ સમે ) લખી લીધી છે. ॥ ૧૫ ॥

आरामःकल्पवृक्षाणांविरामःसकलापदाम् ।
अभिरामस्त्रिलोकानांरामःश्रीमान्सनःप्रभुः । १६ ।

સર્વે કલ્પવૃક્ષોના આરામ રૂપ, સઘળી વિપત્તિઓને દૂર કરનારા, અને ત્રિલોકીને આનંદ આપનારા શ્રીમાન્ રામચંદ્રજી અમારા પ્રભુ છે. ॥૧૬॥

तरुणौरूपसंपन्नौसुकुमारौमहाबलौ ।
पुंडरीकविशालाक्षौचीरकृष्णाजिनांबरौ । १७ ।

યુવાન અવસ્થાવાળા, અને સુંદર રૂપવાળા, સુકુમાર શરીરવાળા, મહાબળવાળા, કમળસરખાં વિશાળ નેત્રવાળા, જુના મૃગચર્મરૂપ વસ્ત્ર ધરનારા. ॥ ૧૭ ॥

फलमूलाशिनौदांतौतापसौब्रह्मचारिणौ ॥
पुत्रौदशरथस्यैतौभ्रातरौरामलक्ष्मणौ । १८ ।

ફળમુળ ભક્ષણ કરનારા, ઇંદ્રિયોને વશ રાખનારા, તપ કરનારા, બ્રહ્મચર્ય પાળનારા, અને દશરથના પુત્ર એવા શ્રી રામ અને લક્ષ્મણ. ॥૧૮॥

शरण्यौसर्वसत्वानांश्रेष्ठौसर्वधनुष्मताम् ।
रक्षःकुलनिहंतारौत्रायेतांनोरघुत्तमौ । १९ ।

કે જે સર્વ પ્રાણીઓને શરણે જાવા યોગ્ય છે, સર્વે ધનુર્ધારીઓમાં ઉત્તમ અને રાક્ષસોના કુળનો નાશ કરનાર છે, તે બે રઘુવંશના ઉત્તમ પુરૂષ મારી રક્ષા કરો. ॥ ૧૯ ॥

आत्तसज्जधनुषा विषुस्पृशावक्षयाशुगनिषंगसंगिनौ ।
रक्षणायममरामलक्ष्मणावग्रतःपथिसदैवगच्छताम् । २० ।

સજ્જ કરેલું ધનુષ્ જેમણે ચડાવ્યું છે એવા બાણનો સ્પર્શ કરનારા અને જેમાં બાણો ખુટે નહી એવા ભાથાઓ જેને સંગે છે. એવા શ્રી રામ લક્ષ્મણ મારૂં રક્ષણ કરવા માટે પૃથ્વી ઉપર સદૈવ આગળ ચાલજો. ॥ ૨૦ ॥

सन्नद्धःकवचीखड्गी चापबाणधरोयुवा ।
गच्छन्मनोरथोऽस्माकं रामःपातुसलक्ष्मणः । २१ ।

નમ્રતાવાળા, કવચ પેહેરેલા, ખડ્ગ ધારણ કરેલા, અને ધનુષ્યબાણ ધરનારા જુવાન રામચંદ્ર, સાથે રહી માર્ગે ચાલતાં અમારા મનોરથની રક્ષા કરો. ॥ ૨૧ ॥

रामोदाशरथिःशूरो लक्ष्मणानुचरोबली ।
काकुत्स्थःपुरुषःपूर्णः कौशलेयोरघूत्तमः । २२ ।

દશરથ રાજાના પુત્ર, શુરવીર, લક્ષ્મણ જેની સેવા કરે છે એવા બળિયા, કાકુત્સ્થકુળમાં જન્મેલા, પુરૂષ, સર્વ કામનાથી ભરેલા કૌશલ્યાના પુત્ર, રઘુકુળમાં ઉત્તમ. ॥ ૨૨ ॥

वेदांतवेद्योयज्ञेशः पुराणपुरुषोत्तमः ।
जानकीवल्लभःश्रीमान प्रमेयपराक्रमः । २३ ।

વેદાંતથી જાણી શકાય એવા, યજ્ઞોના ઇશ્વર, પુરાણપુરૂષમાં ઉત્તમ, જાનકીજીના પતિ, શોભાયમાન, જેનું પરાક્રમ જાણી ન શકાય એવા. ॥૨૩॥

इत्येतानिजपेन्नित्यंमद्भक्तःश्रद्धयाऽन्वितः ।
अश्वमेधाधिकंपुण्यं संप्राप्नोतिनसंशयः २४ ।

એ પ્રમાણે એટલાં નામ મારા ભક્તે શ્રદ્ધા રાખીને વાંચવાં અથવા પાઠે કરી લેવાં તો અશ્વમેધ યજ્ઞ કરવાના પુણ્યથી વધારે પુણ્યને પામે છે, તેમાં કાંઇ સંદેહ નથી. ॥ ૨૪ ॥

रामंदूर्वादलश्यामं पद्माक्षंपीतवाससम् ।
स्तुवंतिनामभिर्दिव्यैर्नतेसंसारिणोनराः । २५ ।

દુર્વાના દલ જેવા શ્યામવર્ણવાળા; કમળના સરખાં નેત્રવાળા અને

ળીળા વસ્ત્ર પેહેરનારા શ્રી રામચંદ્રની જેઓ દિવ્ય નામોથી સ્તુતી કરે છે તે પુરૂષો જન્મ મરણને પામતા નથી. ॥ ૨૫ ॥

रामंलक्ष्मणपूर्वजंरघुवरंसीतापतिंसुंदरम् ।
काकुत्स्थंकरुणार्णवंगुणनिधिंविप्रप्रियंधार्मिकम् ॥
राजेंद्रंसत्यसंधंदशरथतनयंश्यामलंशांतमूर्ति ।
वंदेलोकाभिरामंरघुकुलतिलकंराघवंरावणारिम् ।

શ્રી રામચંદ્રજી કે જે લક્ષ્મણજીના મોટા ભાઇ છે, રઘુકુળમાં ઉત્તમ છે, સીતાના પતિ છે, સુંદર છે, કાકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયા છે, કરૂણાના સમુદ્ર રૂપ છે, ગુણના ભંડાર રૂપ છે, બ્રાહ્મણો જેને પ્રિય છે, ધર્મ કરનારા છે, રાજાઓના અધિપતિ છે, સાચી પ્રતિજ્ઞાવાળા છે, દશરથના પુત્ર છે, સ્યામ સ્વરૂપ છે, શાંત મૂર્તિવાળા છે, લોકોને આનંદ આપનારા છે, રઘુકુળને શોભાવનારા છે, અને રાવણના જે શત્રુ છે એવા રઘુકુળમાં જન્મેલા શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. ॥ ૨૬ ॥

रामायरामभद्रायरामचंद्रायवेधसे ।
रघुनाथायनाथायसीतायाःपतयेनमः । २७ ।

રઘુકુળના નાથ અને સીતાના પતિ એવા શ્રી રામ કે જેનાં રામચંદ્ર અને રામભદ્ર એવાં નામ છે, તથા જે વિધાતા રૂપ છે, તેમને નમસ્કાર કરૂં છું. ॥ ૨૭ ॥

श्रीरामरामरघुनंदनरामराम, श्रीरामरामभरताग्रजरामराम ।
श्रीरामरामरणकर्कशरामराम श्रीरामरामशरणंभवरामराम । २८ ।

હે રઘુકુળના વંશમાં થએલા હે રામ, હે રામ, હે રણસંગ્રામમાં

કહણુ જણાતા, હે રામ, હે રામ, હે લક્ષ્મીને રમાડનારા, હે રામ, હે રામ, હે રામ, હે રામ અમને શરણ આપો. ॥ ૨૮ ॥

श्रीरामचंद्रचरणौमनसास्मरामि । श्रीरामचंद्रचरणौवचसागृणामि ॥
श्रीरामचंद्रचरणौशिरसानमामि । श्रीरामचंद्रचरणौशरणंप्रपद्ये ॥२९॥

શ્રી રામચંદ્રજીના ચરણને મનવડે સંભારૂં છું, શ્રી રામચંદ્રના ચરણને વચનવડે ગાઉં છું, શ્રી રામચંદ્રના ચરણને મસ્તકવડે નમું છું, અને શ્રી રામચંદ્રજીના ચરણકમળને હું શરણ થાઉં છું ॥ ૨૯ ॥

मातारामोमत्पितारामचंद्रः स्वामिरामोमत्सखारामचंद्रः ।
सर्वस्वंमेरामचंद्रोदयालुर्नान्यंजानेनैवजानेनजाने ॥३०॥

મારી માતા શ્રીરામચંદ્ર છે. મારા પિતા શ્રીરામચંદ્ર છે, મારા સ્વામી શ્રી રામચંદ્ર છે. મારા મીત્ર શ્રી રામચંદ્ર છે. અને મારૂં સર્વસ્વ દયાળુ શ્રી રામચંદ્ર છે. બીજા કોઇને હું માતા, પિતા, સ્વામી, મિત્ર, અને સર્વસ્વ જાણતો નથી, સમજતો નથી અને ઓળખતો નથી. ॥ ૩૦ ॥

दक्षिणेलक्ष्मणोयस्य वामेचजनकात्मजा ।
पुरतोमारुतिर्यस्यतंवंदेरघुनंदनम् ॥ ३१ ॥

જેની જમણી કોરે શ્રી લક્ષ્મણજી છે. જેની ડાબી કોરે શ્રી જનકનાં પુત્રી શ્રી સીતાજી છે, અને જેની આગળ ચાલનારા શ્રી હનુમાનજી છે તે શ્રી રઘુકુળના કુમાર શ્રી રામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૧ ॥

लोकाभिरामंरणरंगधीरं राजीवनेत्रंरघुवंशनाथं ।
कारुण्यरूपंकरुणाकरंतं श्रीरामचंद्रंशरणंप्रपद्ये ॥ ३२ ॥

લોકોને આનંદ આપનારા, રણસંગ્રામમાં ધીરજ રાખનારા, કમળ

સરખાં નેત્રવાળા, રઘુવંશના નાથ, દયાની મૂર્તિ રૂપ અને કરૂણાથી ભરેલા શ્રી રામચંદ્રને હું શરણે જાઉં છું. ॥ ૩૨ ॥

मनोजवंमारुततुल्यवेगं जितेंद्रियंबुद्धिमतांवरिष्ठम् ।
वातात्मजंवानरयूथमुख्यं श्रीरामदूतंशरणंप्रपद्ये ॥३३॥

મનના જેવા વેગવાળા, વાયુના જેવી ગતિવાળા, ઇંદ્રીયોને જીતનારા, બુદ્ધિવાન્ પુરૂષોમાં વખાણવા યોગ્ય વાયુના પુત્ર, અને વાનરાઓના યુથના મુખી, એવા શ્રી રામચંદ્રજીના દૂતને ( શ્રી હનુમાનજીને ) હું શરણે જાઉં છું. ॥ ૩૩ ॥

कूजंतंरामरामेति मधुरंमधुराक्षरं ।
आरुह्यकविताशाखां वंदेवाल्मीकिकोकिलम् ॥३४॥

કવિતા રૂપી શાખા ઉપર બેસીને મીઠાશ ઉપજે એવી રીતે શ્રીરામ શ્રીરામ એવી રીતે મધુર અક્ષરથી ઉચ્ચાર કરતા એવા વાલ્મીકી ઋષિરૂપ કોકિલને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૪ ॥

आपदामपहर्तारं दातारंसर्वसंपदाम् ।
लोकाभिरामंश्रीरामं भूयोभूयोनमाम्यहम् ॥३५॥

આપત્તિઓનો નાશ કરનારા સર્વ સંપત્તિઓને આપનારા અને લોકોને આનંદ આપનારા શ્રીરામચંદ્રજીને વારંવાર હું, નમસ્કાર કરૂં છું. ॥ ૩૫ ॥

भर्जनंभवबीजानां मार्जनंसुखसंपदाम् ।
तर्जनंयमदूतानां रामरामेतिगर्जनम् ॥ ३६ ॥

રામ નામનો ઉચ્ચાર તો સંસારના બીજનો નાશ કરનાર (જન્મ મરણનાં કારણનો નાશ કરનારો ) સુખ રૂપ સંપત્તિઓને શુદ્ધ કરનારો; અને યમના દૂતોને તરછોડી નાખનારો છે. ॥ ૩૬ ॥

रामोराजमणि:सदाविजयतेरामंरमेशंभजे । रामेणाभिहतानिशाचर-चमूरामायतस्मैनमः ॥ रामान्नास्तिपरायणंपरतरंरामस्यदासोस्म्यहं । रामेचित्तलय:सदाभवतुमेभोराममामुद्धर ॥ ३७ ॥

રાજાઓમાં મણિ સરખા, શ્રીરામચંદ્ર નિરંતર જયને પામે છે. લક્ષ્મીના પતિ શ્રી રામચંદ્રને હું ભજું છું, જે રામચંદ્રજીએ રાક્ષસોની સેનાને હણી નાંખી તે શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. શ્રી રામચંદ્રજીથી બીજું કોઈ શરણે જવા યોગ્ય નથી. હું શ્રી રામચંદ્રનો દાસ છું. શ્રી રામચંદ્રજીમાં સદૈવ મારા ચીત્તનો લય થજો. શ્રી રામચંદ્ર મારો ઉદ્ધાર કરો. ॥ ૩૭ ॥

रामरामेतिरामेतिरमेरामेमनोरमे ।
सहस्त्रनामतत्तुल्यं रामनामवरानने ॥३८॥

વારંવાર શ્રી રામનું નામ જપતો હું મનોહર રામચંદ્ર વિષે રમું છું. હે પાર્વતી, એક રામ નામ અને બીજાં હજાર નામ એ બે બરાબર છે. ॥૩૮॥

## इतिश्रीबुधकौशिकविरचितंश्रीरामरक्षास्तोत्रसंपूर्णम्.

### શાર્દૂલ વિક્રિડીત.

જેને માનવદેવ દાનવ બધાં, સેવે સદા પ્રેમથી,
પામે પામર કામ ધામ ભજતાં, નિત્યે નમી નેમથી,
છે આરામ વિરામ ઠામ જગમાં, વિશ્રામનું ધામ તે,
નક્કી કામ તમામ પૂરણ કરે, શ્રી રામનું નામ તે.

॥ श्रीसीतारामचंद्रार्पणमस्तु ॥

ઇતિ શ્રી બુધકૌશિકે કરેલું રામરક્ષાસ્તોત્ર સંપુર્ણ.

સમાપ્ત.

# ॥ रामस्तोत्राणि ॥

## । रामहृदयम् ।

श्रीगणेशाय नमः ॥ श्रीमहादेव उवाच । ततो रामः स्वयंमाह
हनुमंतमुपस्थितम् । शृणु तत्वं प्रवक्ष्यामि ह्यात्मानात्मपरात्मनाम्
॥ १ ॥ आकाशस्य यथा भेदस्त्रिविधो दृश्यते महान् । जलाशये
महाकाशस्तदवच्छिन्न एव हि ॥२॥ प्रतिबिंबाख्यमपरं दृश्यते त्रि-
विधं नभः । बुद्ध्यवच्छिन्नचैतन्यमेकं पूर्णमथापरम् ॥३॥ आभास-
स्त्वपरं बिंबभूतमेवं त्रिधा चितिः । साभासबुद्धेः कर्तृत्वमविच्छिन्ने-
ऽविकारिणि ॥४॥ साक्षिण्यारोप्यते भ्रांत्या जीवत्वं च तथाऽबुधैः
आभासस्तु मृषाबुद्धिरविद्या कार्यमुच्यते ॥ ५ ॥ अविच्छिन्नं तु
तद्ब्रह्मविच्छेदस्तु विकल्पितः । अविच्छिन्नस्य पूर्णेन एकत्वं प्रतिपा
द्यते ॥६॥ तत्त्वमस्यादिवाक्यैश्च साभासस्याहमस्तथा । ऐक्यज्ञानं
यदोत्पन्नं महावाक्येन चात्मनोः ॥ तदाविद्या स्वकार्यैश्च नश्य-
त्येव न संशय : एतद्विज्ञाय मद्भक्तो मद्भावायोपपद्यते ॥८॥ मद्भ-
क्तिविमुखानां हि शास्त्रगर्तेषु मुह्यताम् । न ज्ञानं न च मोक्षःस्या-
त्तेषां जन्मशतैरपि ॥९॥ इदं रहस्यं हृदयं ममात्मनो मयैव साक्षा-
त्कथितं तवानघ । मद्भक्तिहीनाय शठाय न त्वया दातव्यमैंद्रादपि
राज्यतोऽधिकम् ॥१०॥ इति श्रीमदध्यात्मरामायणे बालकांडे
श्रीरामहृदयं संपूर्णम् ॥

## ॥ श्रीमहादेवकृतरामस्तुति ॥

श्रीगणेशायनमः । श्रीमहादेव उवाच । नमोस्तु रामायसशक्तिकाय नीलोत्पलश्यामलकोमलाय किरीटहारांगदभूषणाय सिंहासनस्थाय महाप्रभाय ॥१॥ त्वमादिमध्यांतविहिन एकः सृजस्यवस्यत्सि च लोकजातम् । स्वमायया तेन न लिप्यसे त्वं यत्स्वे मुखेऽजस्त्ररतोऽनवद्यः ॥२॥ लीलां विधत्से गुणसंवृतस्य प्रसन्नभक्तानुविधानहेतोः । नानाऽवतारैः सुरमानुषाद्यैःप्रतीयसे ज्ञानिभिरेव नित्यम् ॥३॥ स्वांशेन लोकं सकलं विधाय तं बिभर्षि च त्वं तदधः फणीश्वरः।उपर्यधोभान्वनिलोडुपौषधीप्रवर्परूपोऽवसिनैकधाजगत ॥४॥ त्वमिह देहभृतां सिखिरूपः पचासि भक्तमशेषमजस्त्रम् । पवनपंचकरूपसहायो जगदखंडमनेन बिभर्षि ॥५॥ चंद्रसूर्यशिखिमध्यगतं यत्तेज ईश चिदशेषतनूनाम् । प्राभवत्तनूभृतामिह धैर्यं शौर्यमायुरखिलं तव सत्त्वम् ॥६॥ त्वं विरिंचिशिवविष्णुविभेदात्कालकर्मशशिसूर्यविभागात् । वादिनां पृथगिवेश विभासि ब्रह्मनिश्चितमनन्यदैहिकम् ॥७॥ मत्स्यादिरूपेण यथा त्वमेकः श्रुतौ पुराणेषु चलोकसिद्धः। तथैव सर्वं सदसद्विभागस्त्वमेव नान्यद्भवतो विभाति ॥८॥ यद्यत्समुत्पन्नमनंतसृष्टावुत्पत्स्यते यच्च भवच्च यच्च न दृश्यतेस्थावरजंगमादौ त्वया विनाऽतः परतः परस्त्वम् ॥९॥ तत्त्वं न जानंति परात्मनस्ते जनाः समस्तास्त्व माययातः । त्वद्भक्तसेवामलमानसाना विभाति तत्वं परमेकमैशम् ॥१०॥ ब्रह्मादयस्ते न विदुःस्वरूपं चिदात्मतत्वं बहिरर्थभावाः। ततो बुधस्त्वाः

मिदमेव रूप भक्त्या भजन्मुक्तिमुपैस्यदुःख ॥११॥ अहं भवन्ना-
मगुणैः कृतार्थो वसामि काश्यामनिशं भवान्या । मुमूर्षमाणस्य
विमुक्तयेऽहं दिशामि मंत्र तव राम नाम ॥१२॥ इमं स्तवं नित्य
मनन्यभक्त्या शृण्वंति गायंति लिखंति ये वै ते सर्वसौख्यं परम
च लब्ध्वा भवत्पदं यांतु भवत्प्रसादात् ॥१३॥ इति श्रीमहादेव
कृतरामस्तोत्रं संपूर्णम् ॥

---

## श्री शिव मानस पूजा.

श्रीगणेशाय नमः ॥ रत्नैः कल्पित मासनं हिम जलैः स्नानं
च दिव्यांबरं नानारत्न विभूषितं मृगमदा मोदांकितं चंदनम् ।
जाती चंपक बिल्वपत्ररचितं पुष्पं च      तथा दीपं देव दया-
निधे पशुपते हृत्कल्पितं गृह्यताम् ॥१॥ सौवर्णे मणिखंड रत्न-
रचिते पात्रे घृतं पायसं भक्ष्यं पंचविधं पयो दधियुतं रंभाफलं
पायसम् । शाकानामयुतं जलं रुचिकरं कर्पूर खंडोज्वलं तांबूलं
मनसा मयाविरचितं भक्त्या प्रभो स्वीकुरु ॥२॥ छत्र चामरयो
र्युगं, व्यजनकं चादर्शकं निर्मलं वीणा भेरी मृदंग काहलकला-
गीतं च नृत्यं तथा । साष्टांगं प्रणतिः स्तुतिर्बहुविधा ह्येतत्समस्तं
मया संकल्पेन समर्पितं तव विभो पूजां गृहाण प्रभो ॥३॥ आत्मा
त्वं गिरिजा मतिः सहचराः प्राणाः शरीरं गृहं पूजा ते विषयोप-
भोग रचना निद्रा समाधि स्थितिः संचारः पदयोः प्रदक्षिण

विधिः स्तोत्राणि सर्वा गिरो यद्यत्कर्म करोमि तत्तदखिलशंभो तवा राधनम् ॥ ४ ॥ करचरणकृतं वा कायजं कर्मजं वा श्रवण नयनजं वा मानसं वा ऽपराधम् । विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व जय जय करुणाब्धे श्री महादेव शंभो ॥५॥

इति श्री शीव मानस पुजा समाप्ता ॥



શ્રી કૃષ્ણજી અને અરજુનના સંવાદરૂપી

# શ્રી જ્ઞાનમાળા અથવા શિક્ષામાળા.

---

એક દીવસે પરીક્ષત રાજા રાજ્યસભા ભરીને બેઠા હતા ત્યાં શ્રી વ્યાસજીના પુત્ર શ્રી શુકદેવજી પધાર્યા; તે જોઇને રાજા પરિક્ષત આસન ઉપરથી ઉભા થઈ ૠષીના ચરણારવીંદમાં પડી સાષ્ટાંગદંડવત્ કરી બહુ આદરસત્કાર સહીત પોતાના સુંદર ભુવનમાં લઈ જઈ રત્ન જડીત સીંહાસન ઉપર બેસાડી ચરણારવીંદ ધોઇને ચરણોદક લીધું. પછી વીધીપૂર્વક પુજન કરીને નાના પ્રકારનાં ભોજન કરાવ્યાં તેથી શ્રી શુકદેવજીએ પ્રસન્નતા સહીત રાજા પરીક્ષતની ભક્તીના બહુ વખાણ કર્યાં ત્યારે રાજાએ બે હાથ જોડી વિનંતી કરી કે હે કૃપાસિંધુ ભવભય ભંજન ભગવાન ! આપની અતી કૃપા વડે સદા વેદ તથા પુરાણ સાંભળવાથી મારૂં હૃદય પ્રફુલ્લતાથી પ્રકાશ પામ્યું છે, પરંતુ હવે મારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો છે કે, સંસારમાં ઉંચ તથા નીચ એ બે કર્મ છે, તે કૃપા કરીને આ બે કર્મના ભેદ પૃથક્ પૃથક્ મને કહો અને મારા મનની શંકાઓનું નીવારણ કરો.

રાજાનો આ પ્રશ્ન સાંભળીને શ્રી શુકદેવજીએ પ્રસન્ન થઇને આજ્ઞા કરી કે હે રાજા ! તારા પ્રશ્નથી સંસારી મનુષ્યોને મોટો લાભ છે, અને જે સંદેહ તારા મનમાં ઉપજ્યો છે, તેજ સંદેહ એક વખત અરજુનના મનમાં પણ ઉત્પન્ન થયો હતો તેજ સંદેહનો ઉત્તર જેવી રીતે શ્રીકૃષ્ણજીએ આપ્યો હતો, તેજ હું તારા આગળ કહું છું તે મન દઇને સાંભળ.

એક દીવસ પ્રાતઃકાળમાં શ્રીકૃષ્ણજી ફરતા ફરતા અરજુનના મુકામ પર પધાર્યાં, ત્યાં ખબર મળ્યા કે અરજુન સુતો છે. આ વાત સાંભળી

શ્રી કૃષ્ણજી આશ્ચર્ય પામ્યા. તે વખતે સ્વપ્નમાં અરજુને પણ શ્રીકૃષ્ણને જોયા કે તુરત જાગી ઉઠ્યા, એવામાં સેવકોએ આવીને કહ્યું કે હે પૃથ્વીપતી! આપણે ઘેર શ્રીકૃષ્ણજી પધાર્યા છે આ સાંભળીને અરજુન એકદમ દોડી શ્રીકૃષ્ણજીના ચરણારવીંદમાં પડયા અને દંડવત્ કરી સ્થીર થઈ વિનંતી કરી કે હે સચ્ચીદાનંદ જગદીશ! આ અપરાધ મારાથી અજાણતાં થયો છે તો આપ કૃપા કરી ક્ષમા કરશો. આ સાંભળી શ્રીકૃષ્ણજીએ અરજુનને કહ્યું કે હે અરજુન! તુ માહા બુદ્ધીમાન અને જ્ઞાની છે, તેથી તું આ વખતે સ્વપ્ન અવસ્થામાં મને જોઇને બહુ શોચ કરે છે, કેમકે મનુષ્યદેહ ઘણી મુસ્કેલાઇથી પ્રાપ્ત થાય છે, તેથી કરીને આ મનુષ્ય દેહ છે એવું જાણીને આવે વખતે બુદ્ધીમાન પુરુષને સુવું ઉચીત નથી.

શ્રી કૃષ્ણનો આવો લાભકારક ઉપદેશ સાંભળી અરજુને હાથ જોડી વીનંતી કરી કે હે દીનબંધુ! દીનાનાથ આપ પરમકૃપાળુ છો, તેથી આપના દાસથી જે અણજાણે અપરાધ થયો છે, તે કૃપાદ્રષ્ટીથી નીહાળી ક્ષમા કરી બીજા જે ઉપદેશો કે જે મનુષ્ય દેહધારીઓને હીતકારી છે તેનું જ્ઞાન થવા માટે સેવકને આજ્ઞા કરો કે કયા કયા અહીતકારી કર્મનો ત્યાગ કરવો જરૂરનો છે? ત્યારે શ્રી કૃષ્ણજીએ ઉત્તર આપ્યો કે હે અરજુન! તું મારો પરમ ભક્ત છે અને તેથીજ હું તને મારો મીત્ર જાણીને જે ગુપ્ત ઉપદેશો કે જેને દેવતાઓ પણ જાણી શકતા નથી તે હું આજ તને કહું છું તે ચીત્ત રાખીને સાંભળ. આ અમુલ્ય ઉપદેશો તું અથવા બીજા મનુષ્ય દેહધારીઓ સાંભળીને અંગીકાર કરશે તો તે પાપના બંધનથી મુક્ત થશે ને અંતકાળે સ્વર્ગે જઈ નીવાસ કરશે.

શીક્ષા ૧ લી—હે અરજુન પ્રાતઃકાળે જે વખત સૂર્ય ઉદય થાય છે, તે વખતે મનુષ્યને સુવું ઉચીત નથી કેમકે રાત્રીના ચોથા પાહોરમાં

સૂર્યને તથા દૈત્યાને યુદ્ધ થાય છે, તેમાં એંસી હજાર દૈત્યને મારી સૂર્ય ઉદય પામે છે અને દૈત્યના જીવ પાછા સજીવન થાય છે. એટલા માટે મનુષ્યે એ વીચારવું જોઇએ કે બે ઘડી વહેલા ઉઠી પરમદયાળુ પરમેશ્વરના ધ્યાનમાં મન લગાડી ભજનાનંદમાં મગ્ન રહેવું. અને સૂર્ય ઉદય થાય ત્યારે સ્નાન કરીને શ્રી સૂર્યનારાયણને જળ અર્પણ કરી દંડવત્ કરવા અને પીતૃ દેવતાને પણ જળ અર્પણ કરવું, તેથી સૂર્ય દેવતા તથા પીતૃદેવતા બળવાન થઇ પ્રસન્નતાથી આશીષ આપે છે, માટે જે મનુષ્ય આ વીધીને અંગીકાર કરશે તે આ લોક તથા પરલોકનો ભોગી થશે.

શીક્ષા ૨ જી:— હે અરજુન ! ચાર પાયાના બીછાના ઉપર પોતાની સ્ત્રી શીવાય બીજા કોઇની સાથે સુવું નહી કેમકે, પોતાની સ્ત્રી અર્ધાંગી ( પાપ પુણ્યની સાથી ) છે. આ સાંભળી અરજુને હાથ જોડી પ્રશ્ન કર્યો કે હે કૃપાળુ કરૂણાનીધાન ! કોઇ અતિથી આપણે ઘેર આવે તે તેની પાસે બીછાનું ન હોય ત્યારે શું કરવું ? શ્રી કૃષ્ણજીએ કહ્યું કે આવનાર મનુષ્ય પોતાનું વસ્ત્ર, પોતાના અંગ સમાન બીછાવેલા બીછાના ઉપર પાથરીને સુઇ રહે તો દોષ નહી.

શીક્ષા ૩ જી:—હે અરજુન ! વીધવા સ્ત્રીના હાથની રસોઇ જમવામાં ઘણો દોષ છે, કેમકે જે સ્ત્રીનો ધણી મરી જાય છે તે સ્ત્રી અરધા બળેલા મરદાની માફક થઇ જાય છે, એટલા માટે તેના હાથની રસોઇ જમવાથી બહુ પાપ છે, અને અંતકાળે મુક્તી નથી.

શીક્ષા ૪ થી:—હે અરજુન સંધ્યા વખતે જે મનુષ્ય ઘરના આંગણામાંથી ઝાડુ કાઢે, તે નક્કી દરીદ્રી થાય છે, કેમકે આ વખતે લક્ષ્મીજી ઘરમાં ગમન કરે છે, તેથી જેના હાથમાં લક્ષ્મીજી ઝાડુ દેખે છે તે ઘરમાં ફરીથી કોઈ વખત ગમન કરતાં નથી.

શીક્ષા ૫ મી:—હે અરજુન ! જે મનુષ્ય એકાદશી વગેરે વ્રત ધારણ કરી સ્ત્રીનો સંગ કરે તો તે વ્રતનું ફળ મળતું નથી આ સાંભળી અરજુને હાથ જોડી પ્રશ્ન કર્યો કે હે સચ્ચીદાનંદ આનંદરૂપી ! હે વીશ્વ-બ્હેમ શ્રીદારણ જગતાત ! વ્રતના દીવસે જે સ્ત્રી રજસ્વલાના દોષથી મુક્ત થઇ સ્નાન કરે છે ત્યારે પુરૂષ તેનો સંગ ન કરે, તો પાતકી થાય અને સંગ કરે તો વ્રત નીષ્ફળ થાય, ત્યારે તેનું કેમ કરવું ? આ પ્રશ્નના જવાબમાં શ્રી કૃષ્ણજીએ કહ્યું કે અરધી રાત ગયા પછી સંગ કરે તો દોષ નથી કેમકે રાત્રીના બે પાછલા પહોર આગલા દીવસની ગણત્રીમાં આવે છે, તેથી દોષ લાગતો નથી.

શીક્ષા ૬ ઠ્ઠી:—હે અરજુન ! આગલી રાત્રીએ દીવાની વાટ પડેલી રહી હોય તેને જો પાછી બીજે દીવસે સળગાવે તો તેમાં મહાપાપ છે. આવા પાપથી તે માણુસની સ્ત્રી ઘણા કાળ સુધી વાંઝણી રહે છે. આ શીક્ષા સાંભળી અરજુને શ્રીકૃષ્ણ ભગવાનને વીનંતી કરી કે, હે અનાથના નાથ દયાસીંધુ વાસુદેવ ! આપે જે શીક્ષા કહી તે સાંભળવાથી દાસના મનમાં અતી આનંદ થયો છે. કૃપા કરીને બીજી કોઇ આજ્ઞા કરો.

શીક્ષા ૭ મી:—હે અરજુન ! સૂર્યનારાયણના સનમુખ રહીને દાતણ તથા કોગળા કરવા નહી, તેમ અગ્ની અને જળમાં પણ કોગળા કરવા નહી, કેમકે તેમ કર્યાથી અંતકાળે નર્કમાં જવું પડે છે. કેમકે દેવતાઓમાં આ ત્રણે દેવતાઓ મોટા મનાય છે તેથી જે મનુષ્ય આ ત્રણે દેવતાઓનું પ્રીતીથી પુજન કરે તો તેને યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે ઘનસ્યામ ચત્રુભુજ સ્વરૂપ ! એ ત્રણે દેવતાઓનું પુજન કઇ વીધીથી હમેશાં કરવું જોઇએ. તે કૃપા કરીને કહો. શ્રી કૃષ્ણજીએ કહ્યું કે—આદીતવારે સૂર્યનારાયણનું વ્રત ધારણ કરવું, અને

વ્રત ન રાખી શકાય તો તે દીવસ ફળ આહાર કરવો પણ અનાજ ખાવું નહી. હવે અગ્ની દેવતાની પુજાની વીધી કહું છું. પ્રાતઃકાળે સ્નાન કરીને પોતાના ઇષ્ટ દેવતાનું ધ્યાન ધરી ઘી, સાકર, તલ, જવ આદી સામગ્રીથી અગ્ની દેવનું પુજન કરવું; અને જો આ રીતે ન થઇ શકે તો રસોઇ તૈયાર થાય ત્યારે રસોઇની બધી સામગ્રીથી પુજન કરવું. હવે જળ દેવતાની પુજાની વીધી કહું છું. પ્રાતઃકાળે સ્નાન કરી કુવા અથવા તળાવ ઉપર જઇ દુધ તથા ચંદન, ચોખા, પુષ્પ ચડાવીને નૈવેધ અર્પણ કરવું. જે મનુષ્ય આ રીતે ત્રણ દેવતાઓનું પુજન પ્રતીદીન કરે તો તે આ લોકમાં ધન સંતાન અને પરલોકમાં વૈકુંઠવાસ પામે.

શીક્ષા ૮ મી—હે અરજુન ! જે મનુષ્ય બળતા દીવાને ઝાપટ મારી બુજાવે અને દીવાથી દીવો સળગાવે તે મહા પાતકી થાય છે.

શીક્ષા ૯ મી—હે અરજુન ! જે મનુષ્ય વ્રત ધારણ કરી ખાટલા ઉપર સુવે છે તેનું વ્રત નીષ્ફળ થાય છે; કારણ કે જેનું વ્રત ધારણ કરે તે દેવતા વ્રતને દીવસે તે મનુષ્યના અંગમાં પ્રવેશ કરે છે, તેથી વ્રતવાળાએ પૃથ્વી ઉપર સુઇ રહી, સ્ત્રીથી અલગ રહેવું આમ કર્યાથી દેવતા પ્રસન્ન થઇને આશીરવાદ આપે છે અને વ્રત ફળદાયક થાય છે.

શીક્ષા ૧૦ મી—હે અરજુન ! વ્રત રાખ્યું હોય તે દીવસે પોતાનું એઠું જુઠણ કોઇને કાંઇ પણ આપવું નહી કેમકે તે ખાનાર મનુષ્ય વ્રતનું અડધું ફળ લેઇ લે છે.

શીક્ષા ૧૧ મી—હે અરજુન ! જે મનુષ્ય રસોઇની બધી સામગ્રી બરાબર તૈયાર થયા પેહેલાં અથવા અગ્નીદેવને જમાડયા અગાઉ જલદી કરીને જમવા બેસી જાય અને જ્યાં સુધી રસોઇની સર્વ ચીજો તૈયાર થઇ ન હોય અને અગ્નીદેવને જમાડયા અગાઉ રસોઇમાંથી બીજાને અગ્ની

આપે અને રસોઇની સામગ્રીને પાત્ર વીના પૃથ્વી પર મુકે તો આ ત્રણે પાપથી સદા દરીદ્રી અવસ્થામાં રહે. માટે મનુષ્યે અવશ્ય જાણવું જોઇએ કે જ્યારે રસોઇની સર્વ સામગ્રી તૈયાર થાય ત્યારે સ્વચ્છતાથી અગ્નિ સન્મુખ પાટલા ઉપર બેસીને, પૂર્ણબ્રહ્મ પરમ દયાળુ પરમેશ્વરને તૈયાર થયેલી રસોઇની સામગ્રી ધરવી અને અન્નદેવતાને નમસ્કાર કરવા અને અભ્યાગતને રસોઇની સર્વ સામગ્રીથી ભોજન કરાવવું. જો તે ગરીબ અવસ્થાને લીધે બની શકે નહિ તો થોડી થોડી સર્વ ચીજો અભ્યાગત નીમીત અર્પણ કરવી અને પછી જમવું. એ પ્રમાણે જે મનુષ્ય કરશે તે મહા પુણ્યના પ્રતાપથી અગ્નીદેવ તથા અન્ન દેવતાનો આશીરવાદ પામીને સદા સુખી રહેશે.

શીક્ષા ૧૨ મી—હે અરજુન ! જે માણુસ ત્રાંબાના વાસણમાં પાણી ભરીને કુદરતી હાજતે ( ઝાડે જંગલ ) લઇ જઇ અજીઠ કરે તો તે મનુષ્ય અંતકાળે નરકનો અધીકારી થાય કેમકે સર્વે ધાતુઓમાં ત્રાંબુ અતી પવીત્ર છે એટલા માટે ત્રાંબાના વાસણથી સ્નાન કરનાર મનુષ્યને ગંગાસ્નાન સરખું પુણ્ય થાય છે; અને પોતાના પીતૃદેવતાને ત્રાંબાના વાસણમાં ભોજન અથવા જળ અર્પણ કરે તો તે પણ મોટું પુણ્ય ગણાય છે.

શીક્ષા ૧૩ મી—હે અરજુન ! જે માણુસ બ્રહ્મહત્યા તથા પરસ્ત્રીનો સંગ કરે તો તેને હજાર વર્ષ પર્યંત નરકમાં વાસ કરવો પડે છે. કદાચ પરસ્ત્રીનો સંગ કરવાથી જો વીર્યનું બીંદુ પડી તેમાંથી પુત્ર ઉત્પન્ન થાય તો પોતાના સાચા કરમો થકી સ્વર્ગની પ્રાપ્તી થાય છે, તે ન થતાં ઉલટું નરકમાં જવું પડે એટલુંજ નહિ પણ પોતાના પીતૃદેવતાઓ જે પોતાની સારી કરણીથી સ્વર્ગ પામ્યા હશે તે પણ નરકમાં પડે છે; અને શ્રાદ્ધ તર્પણથી સદા વીમૂખ રહે છે તેથી આ પાપ બધા પાપો કરતાં મોટું ગણાય છે.

શીક્ષા ૧૪ મી—હે અરજુન ! જે મનુષ્ય સ્ત્રીનો સંગ કરી સ્નાન નહિ કરતાં અપવીત્ર રહે છે તે અંતકાળે નરકવાસમાં દારૂણ દુખ ભોગવે

છે. કેમકે એવા અપવીત્ર માણુસના પગલાં પૃથ્વીપર મુકવા સરખાં ને પોતાના પીતૃના પિંડપક મુકવા સરખાં ગણાય છે.

શીક્ષા ૧૫ મીઃ–હે અરજુન ! અમાવાસ્યાને દીને જે મનુષ્ય ઝાડનાં પાંદડાં તથા ડાખલાં તોડે છે તેને બ્રહ્મહત્યાનું પાપ વળગે છે, એટલા માટે તે દીવસે દાતણ પણ કરવું ઉચીત નથી કેમકે તે પણ એક ઝાડનું ડાંખલું કહેવાય છે.

શીક્ષા ૧૬ મીઃ–હે અરજુન ! કોઇ અભ્યાગત સાધુ અથવા મુસાફર માણુસની યાચનાનો માણુસ અનાદર કરે તો તે મહા પાતકી થાય છે: માટે મનુષ્યને ઉચીત છે કે પોતાની શક્તી મુજબ કાંઇ પણ આપી તેને સંતોષવો અને જો આપવાની શક્તી ન હોય તો તેને નમ્રતાથી કોઇ પૂણ્યવાન ગૃહસ્થનું સ્થાનક દેખડાવી આવવું, એ સર્વ દાનથી પણ શ્રેષ્ટ દાન ગણાય છે.

શીક્ષા ૧૭ મી–હે અરજુન જે મનુષ્ય પોતાના ઘરમાં તુટેલો ખાટલો તથા ફુટેલા વાસણ રાખે તો તે અવશ્ય દરીદ્રી થાય.

શીક્ષા ૧૮ મી–હે અરજુન ! જે માણુસ પરમાત્માના નામનું ભજન કીર્તન કરી ભોજન કરે છે, તે હાલતાં ચાલતાં ઉઠતાં આ લોક તથા પરલોકમાં મન વાંછીત ફળને પામે છે. આ શીક્ષાથી જે માણુસ વિરૂદ્ધ વરતે છે તે મહા પાપના અધીકારી થાય છે.

શીક્ષા ૧૯ મી–હે અરજુન ! જે મનુષ્ય એકજ પાત્રમાં બીજાની સાથે ભોજન કરે છે અથવા કરાવે છે તે ભ્રષ્ટ થાય છે કેમકે પૂર્વ જન્મમાં તે માણુસ કઇ જાતનો હશે તે માણુસથી જાણી શકાતું નથી તેથી એકઠા બેસી ભોજન કરવાથી અથવા બીજાનું એઠું ખાધાથી પુર્વજન્મની પ્રકૃતીનો અંતઃકરણમાં પ્રવેશ થાય છે અને તેથી નીચ કર્મ ભોગવવું પડે છે.

શીક્ષા ૨૦ મી–હે અરજુન ! ભોજન કરતી વખતે અન્નદેવ મુખમાં વાસ કરે છે. માટે મનુષ્યને ઉચીત છે કે મુંગા રહી ભોજન કરવું કેમકે બોલવાથી કોઇ વખત સારૂં માઠું બોલાઇ જાય તો તે અન્નદેવતાના શ્રાપથી આ જન્મમાં દરીદ્રપણાને પામે છે, માટે મનુષ્યે એક ચિત્તથી પલાંઠી વાળી અન્નદેવતાની મોટાઇ માનીને ભોજન કરવું જેથી અન્નદેવતા પ્રસન્ન થઇ આશીષ આપે છે.

આ સાંભળીને અરજુને પ્રશ્ન કર્યો કે હે જગદીશ જગત્ ગુરૂ ! ભોજન કરતી વખતે કોઇને કાંય કહેવું પડે અથવા બોલવું પડે તો તેનું કેમ કરવું ? ત્યારે શ્રી કૃષ્ણજીએ કહ્યું કે જો બોલવાની ઘણીજ જરૂર પડે તો પાંચ ગ્રાસ ખાઇને આચમન કરી જે કામ હોય તે કરવું પણ કોઇની નીંદ કે બુરૂં કામ કરવાને કહેવું નહીં.

શીક્ષા ૨૧ મી–હે અરજુન ! જે મનુષ્ય પોતાની અર્ધાંગી (સ્ત્રી) ને ખોટા આચરણોવાળી સમજી, તેની નીંદા કરે અથવા દુ:ખ આપે અને પોતે પણ અંતઃકરણમાં દુ:ખી રહે, તે મનુષ્ય પશુ સમાન જાણવો; અને આવા કલેશથી સંસારમાં અપકીર્તી પામી અંતકરાળે નર્કનો અધીકારી થાય છે, કેમકે પોતાની સ્ત્રીના સંગથી જે પુત્રની ઉત્પતી થાય છે તે વખતે તે મનુષ્યના પીતૃ દેવ નીચકર્મથી નર્કના અધીકારી થયા હોય, તો તે પોતાના વંશમાં પુત્રની ઉત્પત્તીથી મુક્ત થઇ વૈકુંઠમાં વાસ કરે છે; અને પ્રસન્નતાથી તે પુત્રને આશીરવાદ આપે છે. આવા કારણથી પોતાની પરણેલી સ્ત્રીને હમેશાં પ્યાર તથા પૈસાથી પ્રસન્ન રાખવી; તે એવી રીતે કે સ્ત્રીના મનમાં એવું ભાસે, કે મારા પતી સમાન મારો હીતકારી કોઇ નથી કેમકે પરણેલી સ્ત્રી પુણ્ય તથા પાપની ભાગીદાર છે અને કદાચીત તે સ્ત્રી-થી કોઇ અવીચારી કામ થઇ જાય તો તે ડાહ્યા પુરૂષે ફરીથી એવું નહીં

કરવા માટે શીખામણ આપી પ્રસન્ન રાખવી. તેમજ સ્ત્રીએ પણ પોતાનું પતીવ્રત સાચવી પોતાના પતીને પરમેશ્વર સમાન જાણી, તેણે આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં સુખમાં તથા દુઃખમાં પ્રસન્ન રહી, પરમેશ્વરે જે આપ્યુ હોય તેમાં સંતોષ માની સારા શણગાર સજી કોઇ વાતે પોતાના પતીને કંટાળો ન આપતાં આનંદમાં રહેવું. આથી પુરૂષને પોતાના ધંધા રોજગારમાં સાવધાનપણેથી સારી પ્રાપ્તિ થાય છે, માટે આ પ્રમાણે સ્ત્રીપુરૂષ અન્યોઅન્ય પ્યારથી વરતે તો આ લોકમાં અપાર સુખ ભોગવી અંતકાળે મોક્ષ પામી વૈકુંઠ ધામમાં પરમ આનંદથી વાસ કરે છે.

શીક્ષા ૨૨ મી–હે અરજુન! દીપકની જોતની અથવા સૂર્યની ગોદી છાયા જે મનુષ્ય ઉપર પડે તો તે દુષિત છે.

શીક્ષા ૨૩ મી–હે અરજ્જુન! જો મનુષ્ય મંત્ર તંત્ર અને મુઠથી અથવા બીજા કોઇ ઉપાયથી, કોઇને મારવાનું કરે તો તે અંતકાળે બાર વરસ સુધી નરકનો ભોગી થાય.

શીક્ષા ૨૪ મી–હે અરજ્જુન! રોટલા તથા રોટલી ઉપર ઘી ચોપડયા વીના ભોજન કરવું તે પ્રેતસંગે ભોજન કર્યા બરોબર છે કારણ કે લૂખા ભોજનમાં હમેશાં પ્રેતનો વાસ રહેવાથી પ્રેત વીઘ્ન કરે છે તેથી દરીદ્રી અવસ્થા થાય છે માટે મનુષ્યે હમેશાં શકતી પ્રમાણે ભોજનમાં ઘી વાપરવાથી પ્રેત બાધ કરી શકતું નથી.

શીક્ષા ૨૫ મી–હે અરજ્જુન! જે મનુષ્ય દીવાની જ્યોતીમાંથી અગ્ની સળગાવી રસોઇ અથવા બીજું કાંઇ કામ કરે તો તે દીપકના શ્રાપથી કષ્ટ પામે છે કારણ કે તે અગ્ની ચીતા સમાન છે.

શીક્ષા ૨૬ મી–હે અરજ્જુન! જે મનુષ્ય પ્રાતઃકાળે અથવા સંધ્યા કાળે ઘરના ઉંબરા ઉપર બેસે તો તેની સંપતીનો નાશ થઇ કરજમાં વધારો થાય છે.

શીક્ષા ૨૭ મી-હે અરજુન ! જે મનુષ્ય પ્રાત:કાળે ઝાડુ વાળી કચરો આંગણામાં રાખી મુકે તે લક્ષ્મીજીના શ્રાપથી સદા દરીદ્રી રહે છે.

શીક્ષા ૨૮ મી-હે અરજુન ! જે મનુષ્ય તળાવ, નદી, અથવા બગીચાના કીનારા ઉપર કુદરતી હાજતે ( ઝાડે ) જાય, તે બહુ કાળ નરકમાં નીવાસ કરે છે.

શીક્ષા ૨૯ મી-હે અરજુન ! જે મનુષ્ય એકાદશી વ્રતનું ધારણ નહિ કરતાં અનાજ ખાય તો તેનું જીવવું પશુ સમાન સમજવું; અને તે પાંચ હત્યાનો અધીકારી થઇ અંતકાળે નરકમાં વાસ કરે છે. તેટલા માટે મનુષ્યે એકાદશીનું વ્રત ધારણ કરી આખો દીવસ ભગવાનના ધ્યાનમાં મગ્ન રહી, રાત્રીએ જાગરણ કરે તો મોટા મોટા પાપનો નાશ થાય છે એટલું જ નહી પણ પોતાના પીતૃદેવતાને પણ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આ શીક્ષા સાંભળીને અરજુને પ્રશ્ન કર્યો કે હે ભવભયભંજન દીનદયાળ ! કોઇ વખતે ભુલે ચુકે વ્રતને દીવસે અનાજ ખવાય તો એ પાપથી શી રીતે છુટાય ? શ્રી કૃષ્ણજીએ કહ્યું-હે અરજુન ! અનાજ ખાતી વખતે વ્રત છે એમ જાણવામાં આવે તો ફરીથી ગ્રાસ નહી ભરતાં, વ્રત ધારણ કરે તો તેના વ્રતનું ફળ પુર્ણ પ્રાપ્ત થાય છે, અને તેના પીતૃદેવ પણ ખુશી થાય છે. કદાચ કોઇ મનુષ્ય નિર્જળ વ્રત ન રાખી શકે તો ફક્ત ગાયના દૂધથી અથવા ફળ આહાર કર્યાથી પણ વ્રતનું ફળ પરીપુર્ણ પામે છે. વળી આ વાત ઉપર પણ ધ્યાન રાખવું કે એકાદશીને દીવસે જે માણુસ ચોખા ( ભાત ) ખાય છે, તો તે કીડા બરોબર છે. જેટલા ચોખાના કણ ઉદરમાં જાય, તેટલી હત્યા બેસે છે. કદાપી વ્રત ન રાખી શકે તો પણ ચોખા અથવા લુણ ( મીઠુ ) ખાવું નહી. આજારી માણુસે પણ એકાદશીને દીવસે ચોખા અથવા લુણ ( મીઠા ) નો ત્યાગ કરવો તેમજ રવીવારે પણ મીઠાવાળું ભોજન ખાવું નહી. આવી ઉત્તમ શિક્ષા શ્રી કૃષ્ણજીના મુખથી સાં-

ભળી અરજુન મહા શોક-સમુદ્રમાં આ ગુપ્ત વાતથી કંપાત થઈ ડુબી ગયો ત્યારે શ્રી કૃષ્ણે તેને સોચ અવસ્થામાં જોઇ અતી દયાથી તેના મનનો કલેશ મટાડી આજ્ઞા કરી કે હે અરજુન ! તારાથી આજ સુધી ઉંચ નીચ કર્મ બન્યા માટે આ ગુપ્ત ભેદ તારા આગળ પ્રગટ કર્યો તેને તું તનમનથી અંગીકાર કર. આ આજ્ઞા સાંભળીને અરજુને શ્રી ભગવાનના પગમાં મસ્તક નમાવી સ્તુતી કરી કે હે મધુસુદન ! વ્રજભુષણ નંદનાનંદ! મન મોહન ! અધમ ઉદ્ધારણ શ્રી મહારાજ ! આ સંસાર સાગરમાં પાર ઉતરવાની નૌકા રૂપ આ શીક્ષાઓનો મહીમા ગાતાં શેષાદિ દેવતાઓ પણ પાર પામી શકયા નથી. હે નાથ ! મારી રક્ષા કરો અર્થાત્ કંઇ આજ્ઞા કરો ત્યારે શ્રી કૃષ્ણે અરજુનને પરમ ભક્ત જાણી નીચે પ્રમાણે બીજી આજ્ઞા કરી છે.

શીક્ષા ૩૦ મી-હે અરજુન ! જે મનુષ્ય રજસ્વલા સ્ત્રીથી મૈથુન કરે તેનું શરીર આ સંસારમાં તેના પાપથી હમેશાં રોગી રહે અને અંતઃકાળે હજાર વર્ષ સુધી નરક ભોગવે, કારણ કે રજસ્વલા સ્ત્રી પહેલે દીવસે બ્રહ્મહત્યારી, બીજે દીવસે ચંડાલણી, ત્રીજે દીવસે ધોબીના સમાન છે માટે ત્રણ દીવસમાં તેના લૂગડાંને અડકવાથી તથા તેનું મોંહું જોવાથી પાપ લાગે છે, અથવા તેના હાથથી ભોજન કરે તો તો આખી ઉમ્મરમાં કરેલા પુણ્યદાનનો નાશ થાય છે, એટલા માટે ત્રણ દીવસ રજસ્વલા સ્ત્રીથી દુર રહી ચોથે દીવસે સ્નાન કરી શુદ્ધ થયા પછી, પુરૂષે સ્ત્રીનો સમાગમ કરવો અને તે દીવસે જો સમાગમ ન કરે તો પુરૂષને હત્યા લાગે છે. એવું સાંભળીને અરજુને પ્રશ્ન કર્યો કે સ્ત્રીનો પતી પરદેશ ગયો હોય તો તે પાપથી શી રીતે મુક્ત થાય ? ભગવાન બોલ્યા કે કદાપી પુરૂષ ઘેર ન હોય તો રાત્રીયે સ્નાન કરી સુર્યસન્મુખ ઉભા રહી પોતાના સ્વામીની સુરતને મન રૂપી આરસીમાં જોઇ લે તો તેનો પતી આ પાપથી મુક્ત થાય છે.

શીક્ષા ૩૧ મી-હે અરજુન ! જે મનુષ્ય પોતાના જીવને કોઇ ઉત્તમ

પ્રકારના પદાર્થ ઉપર ઇચ્છા કરતું અટકાવી તે પદાર્થથી વીમુખ રાખે તો તે માણુસ આ જન્મમાં સદા દરીદ્રી રહે છે; અને મરણ પાછળ પણ તેના જીવને મુકતી મળતી નથી. આવું શ્રી ભગવાનનું વચન સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે દીનદયાળ નીરધન મનુષ્ય પોતાના જીવની ઇચ્છા પરીપુરણ શી રીતે કરી શકે ? ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે નીરધન માણુસ પોતાના જીવની પ્રસન્નતા માટે રવીવારે, અથવા જન્મનક્ષત્રના દીવસે અથવા અમાવાસ્યાના દીવસે, પોતાની શક્તી મુજબ મનમાન્યા પદાર્થનું ભોજન કરે ઇશ્વર તેની મનકામના સદાય પૂરી કરે.

શીક્ષા ૩૨ –હે અરજુન! જે મનુષ્યે કાંઇ વસ્તુ કોઇને ધરમાદા તરીકે આપી હોય અને તે પાછી લે અથવા પોતાના મનમાં કોઇ વસ્તુ ધરમાદા આપવી કરીને જો તે ન આપે તો તે મોટો પાપી થાય છે; અથવા કોઇની ઉછીતી કોઇ કારણથી વસ્તુ લાવીને પચાવી જાય તે આ જન્મમાં અપકીર્તી પામી બીજા જન્મમાં સહસ્ત્રગણું આપતાં પણ પાપના બંધનથી છુટતો નથી માટે મનુષ્યને ઉચીતછે કે મોઢેથી બોલીને ફરી જવું નહી.

શીક્ષા ૩૩ મી–હે અરજુન ! જે માણુસ પોતાની છોકરીનું લગ્ન પૈસા લઇને કરે છે તે મહાપાતકી થાય છે અને તે પાપના ફળથી નીરધન થઇ દરીદ્ર અવસ્થાને પામે છે એટલુંજ નહીં પણ તેના પીતૃદેવ શ્રાદ્ધથી પણ વીમુખ રહી નરકમાં વાસ કરે છે.

શીક્ષા ૩૪ મી–હે અરજુન ! મનુષ્યને ઉચીત છે કે કોઇએ કાંઇ વસ્તુની માંગણી કરી હોય અને તે વસ્તુ આપણી પાસે હોય તો તે આપવી, કેમકે તેથી અશ્વમેધ યજ્ઞ કરયા સરખું પુણ્ય છે.

શીક્ષા ૩૫ મી–હે અરજુન ! જે માણુસ ઇશ્વરે આપેલી બક્ષીસ ઉપર સંતોષ ન રાખતાં બીજાની અપેક્ષા કરે છે, તે સદાકાળ દુખી અવ-

સ્થામાં રહે છે એટલા માટે મનુષ્યે સંતોષ રાખવો કેમકે સંતોષી નર સદા સુખી.

શીક્ષા ૩૬ મી—હે અરજુન ! જે મનુષ્ય પોતાની મનકામના સીદ્ધી કરવા ચાર પાયાના આસન (ખુરસી. ખાટલો વીગેરે) ઉપર બેસીને પરબ્રહ્મ જગદીશ્વરનું પુજન કરે તો તે અફળ જાય છે. એટલા માટે ભોંય ઉપર એકાંતમાં પવીત્ર આસન જેવા કે ભદ્રાસન ભણી મુખ રાખી એક રીતે પરમાત્માના સ્મરણ પુજનમાં મન લગાવે તો તે ફળદાયક છે.

શીક્ષા ૩૭ મી—હે અરજુન ! જે મનુષ્ય તીર્થ કોઈ જગા પર સ્ત્રીને કુદ્દષ્ટિથી નીહાળે તો તે પાપથી તેની મુક્તી કોઈ જગોએ થતી નથી અને અંતકાળે યમદુત તે પાપીને નરકમાં લઈ જઈ લોઢાની તપાવેલી સીખો આંખોમાં ખોસે છે અને અનેક પ્રકારના દુઃખ આપે છે. એ સાંભળી અરજુને વીનંતી કરી કે હે જગત્‌ગુરૂ ! અંતર્યામી કૃપા કરી કાંઈ બીજી પણ લાભ-શીક્ષાનો ઉપદેશ કરો કે જેથી મનરૂપી મેહેલમા જ્ઞાનરૂપી દીવાનો ઉજાશ થાય.

શીક્ષા ૩૮ મી—હે અરજુન ! જે મનુષ્ય ગંગાસ્નાન કરવા જતી વખતે પગમાં પગરખાં પેહેરી જાય તો તે સ્નાનનુ ફળ પામતો નથી.

શીક્ષા ૩૯ મી—હે અરજુન ! જે મનુષ્ય ચાર ભાઈઓની વચમાં બેસીને કાંઈ ખાવાનું મંગાવે અને તે બીજાઓને ન આપતાં તે એકલો ખાય તો તે પાપથી મુક્ત થતો નથી. પણ આ વાતનો ગરીબને દોષ નથી

શીક્ષા ૪૦ મી—હે અરજુન ! જે મનુષ્ય રવીવારે, દ્વાદસીએ તથા અમાવાસ્યાને દીવસે ખીચડી ખાય તો તે પાપના બંધનથી બીજા ઉત્તમ પદાર્થોથી વીમૂખ રહે છે અને પ્રજા જીવે નહી.

શીક્ષા ૪૧ મી—હે અરજુન ! બારસને દીવસે પુરાણ વાંચવું અ-થવા સાંભળવું અયોગ્ય કેમકે તે દીવસ શ્રી વ્યાસમુનીની આપેલ દહાડો

પરબ્રહ્મ પરમત્માના પુજનમાં ધ્યાન રાખી બેસે છે; તેથી જો કોઈ પુરાણ વાંચે તો તે ધ્યાનમાં ચલાયમાન થાય છે.

શીક્ષા ૪૨ મી—હે અરજુન ! રવીવારે અથવા વ્રત પારણને દીવસે દરપણમાં મુખ જોવું અયોગ્ય છે.

શીક્ષા ૪૩ મી—હે અરજુન ! જે ખાટલા ઉપર ધણી ધણીયાણી સુતા હોય તે ખાટલા ઉપર બીજાએ સુવું અથવા બેસવું નહી. આ દોષ સુનારા ધણી ધણીયાણીથી મોટા હોય તેનેજ લાગે છે, પણ બાળકોને બાધ નથી.

શીક્ષા ૪૪ મી—હે અરજુન ! જે માણસ તલની ચોરી કરે તે મહા પાતકી થાય છે એટલુંજ નહી પણ કોઈ તલ ખવરાવે તો તે ખાવામાં પણ દોષ છે આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે મહારાજ કોઈ સગુવહાલું તલ ખવરાવે તો તે શીરીતે ખાવા ? ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે ભોજનના બદલામાં કોઇને તલ ખવરાવવા નહી પણ બ્રાહ્મણને આપવા જેથી પુણ્ય થાય.

શીક્ષા ૪૫ મી—હે અરજુન ! જે માણસ લઘુની (પીશાબ) કરીને પાણી લઈ હાથ પગ ધોતો નથી તે અપવીત્ર રહે છે અને તેથી સતકર્મનું ફળ પામી શકતો નથી.

શીક્ષા ૪૬ મી—હે અરજુન ! જે મનુષ્ય એકાગ્ર ચીત રાખી કથા વાર્તામાં ધ્યાન રાખે તો તે વૈકુંઠમાં નાના પ્રકારના સુખ ભોગવે છે.

શીક્ષા ૪૭ મી—હે અરજુન ! જે મનુષ્ય એનામત વસ્તુને પોતાના કબજામાં લે તે અનેક પ્રકારના દુઃખ ભોગવી અંતકાળે નરકનો અધીકારી થાય ને તેની સ્ત્રીને વાંઝીયાપણું ભોગવવું પડે છે.

શીક્ષા ૪૮ મી—હે અરજુન ! જે મનુષ્ય પોતાની પરણેલી સ્ત્રીનો ત્યાગ કરે અથવા ગાયના ટોળામાં જઇ વીના કારણે મૈથુન કરતી ગા-

ઘને ડરાવી નસાડે, તો તે નરકનો અધીકારી થાય છે તેમજ તેનો વંશ ઘેલો ગાંડો થાય છે.

શીક્ષા ૪૯ મી—હે અરજુન ! જેનો લેણદાર તગાદો કરી બારણામાં બેઠો હોય તે વખતે કરજદાર માણસ જો ઘરમાં રહી અન્નજલ લે તો તે અપરાધી થવાથી જન્મ આખો દરીદ્રી રહે છે.

શીક્ષા ૫૦ મી—હે અરજુન ! જે મનુષ્ય પોતાના કુટુંબની અથવા નાતની નિંદા કરે છે, તો તે પુત્રનું સુખ પામતો નથી.

શીક્ષા ૫૧ મી— અરજુન ! જે મનુષ્ય પોતાની બડાઈ કરે અથવા બીજાને મોઢેથી સાંભળીને મલકાઇ જાય તેને મુરખ જાણવો એટલુંજ નહી પણ અંતકાળે નરકનો અધીકારી થાય છે માટે મનુષ્યને ઊચીત છે સ્વગુણ મુખથી ગાવા નહી.

૫૨ મી— હે અરજુન ! જે મનુષ્ય બગીચા અથવા તળાવની પાળને તથા વૃક્ષના મુળને વગર વીચારે ઉન્મત્ત થઇને તોડે અથવા શીખેલી વીદ્યા ઉપર ધ્યાન ન રાખતાં અનીતીથી ચાલે તો તે પાપથી મુક્તિ ન પામતાં અંતકાળે નરકમાં જાય છે.

શીક્ષા ૫૩ મી— હે અરજુન ! જે મનુષ્ય પોતાના પાળેલા જનાવરને ભુખ્યાં રાખે. અથવા નિર્દયપણે હદથી જાદે મહેનત કરાવે તેને મ્હોટો પાપી જાણવો. આવા પાપથી ધન સંતાનનું સુખ નથી પામતો આગલા જન્મમાં બયદળ અર્થાત્ નપુંશક થાય. કદાચીત્ પુન્યના પ્રતાપથી તે નહીં તો તેની પ્રજા તો અવસ્ય નપુંશક થાય એમાં કાંઇ પણ સંદેહ જાણવો નહી.

શીક્ષા ૫૪ મી— હે અરજુન ! જે માણસ રૂપીઆને બદલે જમીન કબજે રાખે છે, તો તે પાપથી આંખે આંધળો થઇ સંતાનનું સુખ પામતો નથી.

શીક્ષા ૫૫ મી—હે અરજુન ! જે મનુષ્ય વડીલો પાસે જુઠું બોલે બોલે છે તે દોષીત થાય છે.

શીક્ષા ૫૬ મી—હે અરજુન ! ચારો ચરતી ગાયને જે માણસ હાંકી કહાડે છે તે પાપના બંધાનથી પુત્રનું સુખ પામતો નથી.

શીક્ષા ૫૭ મી—હે અરજુન ! જે માણસ રણક્ષેત્રમાં જઈને અસામર્થપણું દેખાડી પોતાના સ્વામીને એકલો મુકી નાશી જાય, તે કોઢીયો થાય છે એટલુંજ નહી પણ અંતકાળે રૌરવ નરકમાં પડે છે.

શીક્ષા ૫૮ મી— હે અરજુન ! જે માણસે તીર્થકાંઠે જઈ પોતાની સ્ત્રી સહીત એક પોતીએ સ્નાન કર્યું નથી, તેનું જીવવું પશુ સમાન છે માટે મનુષ્યને ઉચીત છે કે એક વખત તીર્થકાંઠે જઈ સ્ત્રી સહીત સ્નાન કરી શક્તી મુજબ પુન્યદાન કરવા ચુકવું નહી. આવા સ્નાનથી અશ્વમેધયજ્ઞ કર્યાનું પુણ્ય થાય છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે અંતર્યામી દીનબંધુ ! આપે આજ્ઞા કરી તે અતી ઉત્તમ છે, પરંતુ તીર્થકાંઠે જાવા માટે પૈસા ન હોય તેવા માણસને અથવા શરીરે અશક્ત થયેલા માણસે શું કરવું ઉચીત છે તે કૃપા કરીને કહો. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને આજ્ઞા કરી કે હે અરજુન ! તેવા મનુષ્યે અમાવાસ્યા, પૂર્ણિમા જન્મ નક્ષત્રે, સીદ્ધીયોગે, અથવા વ્યતીપાતાદી શુભ વારે, પોતાની સ્ત્રી સહીત તાળાવ નદી, હોજ, કુંડ અથવા પોતાને ઘેર સ્નાન કરી શક્તી પ્રમાણે પુણ્યદાન કરવું; એથી તે તીર્થ સ્નાનથી પણ અધીક ફળને પામે છે. અને થયેલાં પાપોથી મુક્તી પામી વૈકુંઠમાં વાસ કરે છે. હે અરજુન ! આ શીક્ષા વેદમાં ગુપ્ત રહી છે. એને દેવતા પણ જાણવાને અશક્ત છે. પરંતુ હું તને મારો પરમ ભક્ત જાણી તારા હીત માટે કહું છું.

શીક્ષા ૫૯ મી— હે અરજુન ! જે મનુષ્ય બીજાની એબ ઉઘાડી કરે તે રૌરવ નરકમાં પડે છે.

શિક્ષા ૬૦ મી—હે અરજુન ! જે દિવસે ગાય વાછરડાને જન્મ આપે છે તે દિવસથી ૮૦ દિવસ સુધી ગાયને દોહી વાછરડાને ન પાતાં પોતાના ઉપયોગમાં જે મનુષ્ય દૂધ લે છે, તો તે પાપથી સંતાનનું સુખ ન પામતાં ઘણા વરસ નરકમાં વાસ કરે છે.

શિક્ષા ૬૧ મી—હે અરજુન ! જે માણસ પોતાના કુટુંબનો દ્રોહ કરી જીવથી મારી નાંખે છે. અથવા ભુંડું ઇચ્છે છે, તેને મોટા પાપી જાણવો.

શિક્ષા ૬૨ મી—હે અરજુન ! જે મનુષ્ય બીજાનો હિસ્સો પોતના કબજામાં કરે તો તેની સ્ત્રી દુરાચરણી થાય, પોતે જન્મભર દરિદ્રાવસ્થા ભોગવે અને સંતાનથી વીમૂખ રહે. કદાચ પુત્ર આવે તો તે તરત મરી જાય છે અને જો પુત્રી આવે અને તે જીવે તો તે વિધવા અવસ્થાવાળી થાય છે. અને પોતે ચાર જન્મ સુધી અંધ અવસ્થા ભોગવે તે પછી યમના દૂત લોઢાના તપાવેલા થાંભલા સાથે બાંધીને તેને માર મારે છે.

શિક્ષા ૬૩ મી—હે અરજુન ! જે મનુષ્ય સૂર્ય અથવા ચંદ્રગ્રહણના ઘેરાવા વખતે ખાય, પાણી પીયે, પેસાબ કરે તો તે સૂર્ય ચંદ્રના શ્રાપથી ધન તથા સંતાનનું સુખ પામતો નથી.

શિક્ષા ૬૪ મી—હે અરજુન ! દિસાએ જવા માટે લીધેલા પાણી માંથી બાકી રહેલા પાણીએ હાથ પગ ધુવે, તો દોષ લાગે છે અને તેના કુટુંબને પ્રેત બાધ કરે છે, કેમકે એ પાણી પ્રેતના ભાગનું કહેવાય છે માટે તે લેવું નહિ.

શિક્ષા ૬૫ મી—હે અરજુન ! સંતાનહીણ પુરૂષનું જીવવું વ્યર્થ છે, કારણ કે તે મુવા પછી શ્રાદ્ધ તર્પણથી વિમુખ રહે છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે સ્વામી પુત્રહિન માણસને કેના હાથથી શ્રાદ્ધ તરપણ પોહોંચે તે કૃપા કરી કહો. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને હસીને કહ્યું કે હે અરજુન ! આ વાત ગુપ્ત છે તો પણ તને હું માગે પરમ

ભક્ત જાણી કહું છું કે અપુત્રવાન પુરૂષની સ્ત્રી સુશીલ સ્ત્રી ધર્મ પાળવા-વાળી હોય અને તે પ્રીતી ભાવથી શુદ્ધ શ્રાદ્ધ તરપણ કરે તો તેના પતીને પહોંચે છે, અને આવી પતીવ્રતા સ્ત્રીના સારાં કર્મથી સાતે પેઢીના પિતૃઓ વૈકુંઠમાં વાસ કરે છે. અને તેનો પતી પણ પોતાના પાપ કર્મોથી જો નર્કમાં પડ્યો હોય તો તે પણ વૈકુંઠને પામે છે.

શિક્ષા ૬૬ મી—હે અરજુન ! દ્વાદશી અમાવાસ્યા તથા રવીવારે જે મનુષ્ય શરીરે તેલ લગાડે તે દોષીત થાય છે.

શિક્ષા ૬૭ મી—હે અરજુન ! કોઇ પણ મનુષ્યે પોતાના આંગણામાં વડ અથવા પીંપળાનું વૃક્ષ રાખવું નહી; કારણ કે પીતૃદેવ પ્રતીદીન એકવાર પોતાના પરીવારને ઘેર આવે છે; તો તે વડ પીંપળામાં રહેલા ભૂત, પીશાચ, પ્રેતાદીકના ડરથી નાશી જઇ શ્રાપ આપે છે, અથવા પીતૃ નીમીતે જે કાંઇ અન્નભોજન કરાવે તે પીતૃદેવને નહીં પુગતાં ઉપલા કારણથી નીષ્ફળ જાય છે; તેથી તે સદા નીરધન થઇ દરીદ્રી અવસ્થા ભોગવે છે. માટે ઘર આગળ પીંપળો અથવા વડનું વૃક્ષ રાખવું નહી તેમજ તેની નીચે દાંતો રાખવો પણ અશુભ છે.

શિક્ષા ૬૮ મી—હે અરજુન ! મનુષ્ય દેહ અતી કઠીનતાથી પૂર્વના પુણ્યે પ્રાપ્ત થાય છે. તેથી આ અમુલ્ય દેહના ગળામાં ફાંસો નાંખવો અયોગ્ય છે કારણ કે મોતે દરેક માણસના માથાની ચોટલી પોતાના હાથમાં રાખી છે તેથી તે પોતાના ખુશી મુજબ દેહમાંથી જીવને ખેંચી લેછે, પણ માણસથી જાણી શકાતું નથી કે આપણું મોત ક્યારે થશે. બાળ અવસ્થામાં તથા યુવાવસ્થામાં, ઈશ્વર આરાધન, વૃદ્ધ અવસ્થામાં કરશું એમ માનવું એ ભુલ ભરેલું છે. માટે મનુષ્યને ઉચીત છે કે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે [illegible] દુરગુણ તજી ઇશ્વરે જે આપેલું તેમાં સંતોષ માની હર્ષ, શોક, હાની, લાભ, [illegible] જીવને પૂરણબ્રહ્મ પરમેશ્વર સ-

માન જાણી સદા સચ્ચીદાનંદ નારાયણના ચરણારવીંદમાં મન લગાવી પ્રસન્નતાથી સ્મરણ કરવું. કેમકે અંતકાળે માતા પિતા-ભાઇ તથા સગાવ્હાલા કોઇ પણ સહાય કરતા નથી માત્ર પોતાના સુકર્મથી સહાયતા મળે છે.

શિક્ષા ૬૯ મી—હે અરજુન ! જે મનુષ્ય પ્રતિદીન પીંપળાને પાણી ન રેડે અથવા પખવાડીએ પખવાડીએ મહાદેવનું વ્રત પુજન કરે નહી તો તે સદા નિર્ધનતાથી દુઃખી રહે અને તેનું જીવવું શીયાળના જેવું છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો હે વાસુદેવ ! જગતગુરૂ ! જો કોઈ મનુષ્યથી નીત્ય નીયમ ન રહે તો તેણે શું કરવું ? ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે શનીવારને દિવસે પીંપળાના મુળમાં બ્રહ્મા, છાલમાં વિષ્ણુ ડાળીઓમાં મહાદેવ, પાંદડે પાંદડે તેત્રીસ કરોડ દેવતાનો વાસો રહે છે, તેથી તે દીવસે પીપળાનું પુજન કરવું તે પુજનની વીધી કહુ છું તે સાંભળ. સઘળાં તીર્થો (ગંગાજળ, સમુદ્રજળ, દહી, દુધ, સાકર, મધ) સહીત પુજન કરી પ્રદક્ષણા કરી શક્તી પ્રમાણે પીપળાના વૃક્ષ નીચે બ્રહ્મ ભોજન કરાવી પોતે ગ્રહણ કરે તો પુણ્યના પ્રતાપથી આશીરવાદ પામી ધન સંતાનથી સુખ પામે, અને અંતકાળે જમના દુત તેનાથી ડરી નાશી જાય. આ રીતે પીપળાનું પુજન તીર્થ સ્નાન યજ્ઞના ફળની બરોબરી કરનારૂં છે. હવે મહાદેવના પુજનની વીધી આ પ્રમાણે કરવી. માહ મહીનાની કૃષ્ણ ચતુરદશીએ મહાદેવનું વ્રત ધારણ કરી રાત્રીનું જાગરણ કરી ચાર વેદના મંત્રોથી તીર્થો ( દુધ, સાકર, ઘી, ગંગાજળ, મધ આદીક ) થી મહાદેવને સ્નાન કરાવી વીધી પુર્વક પુજન કરે તો થયેલાં પાપનો નાશ થઈ શીવ લોકમાં વાસ પામી તેની મન કામના પુર્ણ થાય છે. કદાચ આ વ્રત પુરૂષ ન રાખી શકે તો તેની સ્ત્રી આવી રીતે વ્રત રાખે અને મહાદેવની પીંડી સાથે પુજા કરે તો આ વ્રતનું ફળ બધા વ્રતના ફળ કરતાં પરિપુર્ણ છે. અરજુન આવા શિક્ષારૂપ વચનો સાંભળી પ્રસન્નતાથી શિર [illegible] કરી બોલ્યા કે હે [illegible] ! આપના મુખથી આવી શીક્ષા સાંભળી [illegible] સાંભળી.

શ્રી ભગવાને કહ્યું કે હે અરજુન! આ બોધરૂપી શિક્ષાઓ વીસ્તારીને તારી આગળ કહુંછું તે તું ચીત લગાડી બરોબર સાંભળ.

શિક્ષા ૭૦ મી–હે અરજુન! જે કોઇ મનુષ્ય સ્નાન કરી ઉમરાના અને મહુડાના ઝાડ નીચે જાયતો સ્નાનના ચોથા ભાગનું ફળ તે વૃક્ષને જાયછે. એ સાંભળીને અરજુને તેનું કારણ પૂછતાં શ્રીકૃષ્ણજીએ કહ્યું કે જ્યારે નૃસીંહ અવતારે પોતાના નખથી હીરણ્યક્ષનું પેટ ફાડયું ત્યારે નૃસીંહના નખમાં બળતરા થવા લાગી તેવામાં નૃસીંહજીને ઉપલા બે વૃક્ષો નજરે પડયાં. તેના પાંદડાં નખે લગાડવાથી બળતરા મટી અને આરામ થયો, ત્યારે નૃસીંહજીએ પ્રસન્ન થઇને પેલા બે વૃક્ષોને, વરદાન આપ્યું કે જે કોઇ માસણુ સ્નાન કરીને તમારી નીચે આવશે, તેના સ્નાનના ફળનો ચોથો હીસ્સો તમને પ્રાપ્ત થશે, એ સાંભળી અરજુને પુછયું કે હે શ્રીકૃષ્ણ પરમાત્મા! કોઇ માણસ ગફલતથી તે ઝાડ નીચે જાય તો તે ત્રણ વખત શ્રી નૃસીંહ અવતારનું નામ લે તો તેના સ્નાનનું ફળ વૃક્ષને નહી જતાં પોતાને ફળ થાય.

શિક્ષા ૭૧ મી—હે અરજુન જે મનુષ્ય સ્નાન કર્યા પછી ખાટલા ઉપર બેસે અથવા બહાર જઇ લોકોને અડકે તો તેને ફરી નાહાવું જોઇએ પણ સ્નાન કરી જમીને બહાર જાય તો તેને દોષ લાગતો નથી.

શિક્ષા ૭૨ મી—હે અરજુન! જે મનુષ્ય આંબાનું ઝાડ કાપે તેને મહા દોષ લાગે છે અને જો આંબાના દશ વૃક્ષ કાપે તો એક બ્રહ્મહત્યાના દોષની બરોબર છે; માટે કોઇ મનુષ્યે આંબાના વૃક્ષને કાપવું નહીં: અને જો કોઇ વૃક્ષો રોપીને બાગ કરાવે અથવા જાતે કરે તો તેને યજ્ઞના ફળની પ્રાપ્તી થાય, અને જો બાગ ( વાડી ) કરવાની શક્તી ન હોય તો જલવાળા ઉત્તમ સ્થાન ઉપર પાંચ વૃક્ષ રોપે, તો વૃક્ષોની આશીષથી અંતકાળે મોક્ષગતીને પામે.

શિક્ષા ૭૩ મી—હે અરજુન ! જે મનુષ્ય પોતાને ઘેર તુળશીનું વૃક્ષ વાવે, અને હમેશાં સ્નાન કરી તુળશીને જળ, ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ, ધુપ, દીપ વગેરેથી પ્રતીદીન પુજા કરે તો તેને ઘેર જમના દુતો નહી આવતાં લક્ષમીજી પ્રસન્ન થઇ ઘરમાં વાસ કરી, સુખમાં વૃદ્ધી કરે છે તેમજ અશ્વમેધ કર્યા જેટલું ફળ પ્રાપ્ત થાય છે, અને જો હમેશાં તુળશીની પુજા કરવી બને નહીં તો અશાઢ, આસો કારતક માસના દરેક દીવસે પુજા કરે તો તેનું ફળ યજ્ઞના ફળની બરોબર મળે. તેમજ કોઇ માણુસ આંબલીના ઝાડ નીચે બ્રાહ્મણને જમાડે તો તેનું પુણ્ય યજ્ઞની બરોબરી કરનારૂં છે પણ રવીવારે આંબલીના વૃક્ષની પુજા કરવામાં દોષ છે માટે તેમ ન કરવું.

શિક્ષા ૭૪ મી— હે અરજુન ! જે કોઇ પુરૂષ તીથી, વાર નક્ષત્રના સમય વગર શ્રાદ્ધ કરેછે તે તેના પીતૃદેવતાઓને પહોચતું નથી.

શિક્ષા ૭૫ મી—હે અરજુન ! જે મનુષ્યના ઘરમાં વાંઝણી સ્ત્રી હોય તેનું જીવતું પશુ સમાન છે. તેના હાથથી બનાવેલી રસોઇ પણ જમવી અયોગ્ય છે. આ કારણથી તેના મુખમાં દુર્ગંધી પેદા થાય છે એવું સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે, એવી સ્ત્રી ઘરમાં અથવા સગાવહાલામાં હોય, અને તે સ્ત્રી શીવાય બીજુ કોઇ રસોઇ કરનાર ન હોય, તો કેમ કરવું તે કૃપા કરી આજ્ઞા કરો. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે ભોજન કરવાને સમયે અનંત શક્તિ પરબ્રહ્મ કમળનયન ધર્મ રક્ષકનું નામ લઇ પ્રાર્થના કરી કહેવું કે હે જગદીશ્વર ! અધમઉધારણ, ભવભયભંજન, અઘમોચન, તુંજ છે એવી રીતે શ્વાસે શ્વાસે નામ દઇ પૃથ્વી ઉપર જલની ધાર દઈ જ્યોતી સ્વરૂપનું ધ્યાન ધરી ભોજન કરે, તો તેને બાધ ન લાગતાં ધન સંતાનની પ્રાપ્તી થાય છે.

શિક્ષા ૭૬ મી—હે અરજુન ! જળ પીવા માટે કોઇની પાસે માગણી કરી હોય, અને તે જળથી ભરીને લોટો લાવે તો તે હાથો હાથ ન

લેતાં જમીન ઉપર મુકાવી પછી પોતને હાથે લઇને પીયે તો તેમાં દોષ નથી પણ હાથોહાથ લઇને પીયે તો દોષ છે.

શિક્ષા ૭૭ મી—હે અરજુન ! જે મનુષ્ય ભોજન કરેલા એઠાં વાસણો, તરત સાફ ન કરતાં એમને એમ રાખી મુકે તો તે અન્ન દેવતાના શ્રાપથી સદા દરીદ્રી રહી બહુ દુઃખ પામે છે.

શિક્ષા ૭૮ મી—હે અરજુન ! જે મનુષ્ય પોતાનું આંગણું લીંપી ગુંપીને સાફ ન રાખે તો તે મહાદેવજીના તથા પોતાના પીતૃદેવના શ્રાપથી છઠે મહીને નીરાધાર થઇ, અતી દુઃખ પામે અને આ વાત પણ ધ્યાનમાં રાખવી કે પીતાના પાપથી પુત્ર દરીદ્રી થાયછે. અને સ્ત્રીના પાપથી પુરૂષને મુક્તી મળતી નથી. કદી પોતાના પૂણ્ય બળે કરી સ્વર્ગની પ્રાપ્તી થઇ હોય તો તે નષ્ટ થઇ જાય છે.

શિક્ષા ૭૯ મી—હે અરજુન ! જે મનુષ્ય નદી તળાવ વીગેરે છાંડીને ઘરમાં ગરમ પાણીએ નહાય છે, તેનું નહાનું અશુદ્ધ છે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે કોઇ ગામમા નદી વીગેરે નાહાવાના સ્થળોન હોય તો તેનું કેમ કરવું; તે કૃપા કરી કહો, ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે જો ગરમ પાણીમાં હાથ બોળ્યા શીવાય સ્નાન કરે તે ગંગાસ્નાન જેવું શુદ્ધ છે હે અરજુન ! આવી આવી વાતોમાં બહુ ધ્યાન રાખવાની જરૂર છે, પણ તે અજ્ઞાનથી રાખી શકાતું નથી. એજ મોટું આશ્ચર્ય છે પરંતુ પરમાત્માની ભક્તીએ કરીને મુક્તી પામેલ એવા બુદ્ધિમાન પુરૂષો તો અવશ્ય ધ્યાન લગાવે છે. આ સાંભળી અરજુને બહુ શોચ કરી શ્રીકૃષ્ણ ભગવાનના ચરણારવીંદમાં શીશ નમાવી વીનંતી કરી કે હે સચ્ચીદાનંદ વાસુદેવ ! આપે આ આજ્ઞાઓ કરી, તેમાંથી કેટલીક બને છે અને કેટલીક નથી બનતી તો તેના દોષથી મુક્ત કેમ થવાય તે કૃપા કરી આજ્ઞા કરો ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને અરજુનને બહુ શોચ કરતો જાણી દયાળુપણે આજ્ઞા કરી કે—

( દુહો )

વીતેલ વાતનો શોચ ન કરતાં, ધીરજ મનમાં ધાર,
ધ્યાન ધરો એરલાજ પર, મટે પાપ નિરધાર.

શિક્ષા ૮૦ મી—હે અરજુન ! જે મનુષ્ય સ્નાન કરી લલાટમાં તીલક કરતો નથી તેનું સ્નાન અફળ જાય છે તેમજ તીલક કરવાથી યમના દુતો તીલક જોઇને ડરી જાય છે; અર્થાત્ ઝાઝુ દુઃખ ન આપતાં લાજ આબરૂથી ધર્મ રાજાની કચેરીમાં ખડા કરે છે.

શિક્ષા ૮૧ મી—હે અરજુન ! મનુષ્યની કાયા કોઇ મોટા પુણ્યના પ્રતાપે પ્રાપ્ત થાય છે તોપણ કદાચીત્ જીવને ભોજનની પ્રાપ્તી માટે અતી દુઃખ સોસતે પણ પ્રતીદીન પ્રાપ્તી થતી નથી તો પુર્ણમાસીને દીને તો અવસ્ય ભોજન કરવું ઉચીત છે અને તેથી મોટું પુણ્ય થાય છે.

શિક્ષા ૮૨ મી—હે અરજુન ! મનુષ્ય ચસૂર, ગાજર, લસણ અને કાંદા ( ડુંગળી ) આમાની કોઇપણ વસ્તુ ખાય છે. તો તેનો સ્વર્ગમાં વાસ થવો દુર્લભ છે. કારણ કે ઉપલી ચીજોના ખી માણસના પેટમાં એકવીશ દીવસ સુધી રહે છે અને આ એકવીશ દીવસમાં માણસનું મૃત્યુ આવે તો તે નરકમાં જાય છે આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે ત્રીલોકીનાથ, જક્ત પાલન પ્રભુ કોઇ માણસે ઉપલી વસ્તુમાંથી એક આંદી વસ્તુ ખાધી હોય અને તુરત માંદો પડતાં અંતકાળ પાસે આવે તો તેના દોષથી કેવી રીતે મુક્ત થવું તે કૃપા કરીને કહો ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે જો તે માણસ ગંગાજળનું પાન કરે તો તે દોષથી મુક્ત થાય છે અને આ કારણથી નરકે જતો અટકે છે માટે કોઇ માણસે ઉપલી વસ્તુમાંથી કોઇ પણ જાણી જોઇને ખાવી નહી.

શિક્ષા ૮૩ મી—હે અરજુન જે મનુષ્ય દીવસ અને રાત્રીએ પોતાના ઘરમાં ઘીનો દીવો બળતો રાખે તો તેના ઉપર પીતૃદેવતા પ્રસન્ન થઇ દીનપ્રતીદીન આશીસ આપી ધન સંતાનમાં વૃદ્ધી કરે તેમજ આગલા ભવમાં તે મનુષ્ય પરમેશ્વરની અતી કૃપાએ રી ઘણું સુખ પામી અંતકાળે મોક્ષ પદને પામશે અને સુખ ભોગવશે.

શિક્ષા ૮૪ મી—હે અરજુન ! જે માણસ ભોજન કરતાં પડી રહેલી જુઠ ( જમતાં પડી રહેલું ભોજન ) તેનું બીજી વખત ભોજન કરે અગર લે અગર બીજા કોઇને ભોજન કરાવે તો આ મહા દોષથી નિશ્ચય દરીદ્રી અવસ્થાને પામે

શિક્ષા ૮૫ મી—હે અરજુન ! જે મનુષ્ય રાત્રીએ અંધારામાં ભોજન કરે અથવા ભોજન કરતી વખતે દીવો બુજાઇ જાય તોપણ જમવું ચાલું રાખે તો આ દોશના કારણથી ધન સંતાનનુંસુખ નહી પામતાં દુઃખી રહે. અંધારે જમવું તે પ્રેતની સાથે જમ્યા બરોબર છે.

શિક્ષા ૮૬ મી—હે અરજુન ! જે મનુષ્ય પોતાને માથે મુકવાની બાંધેલી પાઘડી બીજાને માથે મુકવા આપે તો તેનો બહુ દોષ છે કારણ કે પાઘડી આપનારની બુદ્ધીમાં ઘટાડો થાય છે અને પાઘડી લેનારની બુદ્ધીમાં વધારો થાય છે.

શિક્ષા ૮૭ મી—હે અરજુન ! જે મનુષ્ય દક્ષિણ દિશા સામું મોઢું રાખીને સુવે છે તેને તેમ સુવામાં ઘણો દોષ છે

શિક્ષા ૮૮ મી—હે અરજુન ! ચાર વરસ ની છોકરી તે પારવતી સમાન અને છ વર્ષની તે કન્યા કહેવાય છે તેવે વખતે જે વીવાહ કરે તે, મોટા યજ્ઞ સમાન ફળ પ્રાપ્ત થાય છે. જેઓ બાર વરસની કન્યાનું વયે પહોંચ્યા છતાં લગ્ન કરતાં નથી તો તેને મોટો દોષ લાગે છે માટે કન્યાને બાર વર્ષની અંદર પરણાવવી.

શિક્ષા ૮૯ મી—હે અરજુન ! જે માણસ માથે પાઘડી અને કમરમાં ધોતીયું પેહેરીને કચ્છો નહી વાળે તો આ ભવમાં જેટલું પુણ્યદાન કર્યું હોય તેનું ફળ મળતું નથી અને તેના પાપે કરી અંતકાળ વખતે નરકમાં જાય છે તેમજ તેના પીતૃદેવતાઓ જેઓ સ્વર્ગમાં હોય છે ત્યાં નહી રહેતાં નરકમાં વાસ કરે છે કારણ કે તેના પગ પૃથ્વીપર મૂકવા તે ગાયના શરીર ઉપર મુકવા બરોબર છે.

શિક્ષા ૯૦ મી—હે અરજુન ! જે મનુષ્ય રાત્રીનું વાસી રહેલું જળ જે બીજે દીવસે શ્રાદ્ધ કે તરપણના ઉપયોગમાં લે તો તે લોહીમાં તર્પણ કર્યા બરોબર છે. વાસી જળે તરપણ કર્યાથી માણસ ઘોરનરકમાં જઇ લોહીના કુંડમાં વાસ કરે છે માટે વાસી જળથી તર્પણ કોઇએ કરવું નહિ.

શિક્ષા ૯૧ મી—હે અરજુન ! મનુષ્યોએ પોતાના હાથ, કાન તથા ગળામાં સોનું પહેરવું એ મહાપવિત્ર છે કારણ કે જે જળ સોનાથી અડીને આપણા શરીર ઉપર પડે છે તે જળને ગંગાનદીના જળ સમાન જાણવું.

શિક્ષા ૯૨ મી—હે અરજુન ! જે મનુષ્ય ગંગા આદી તીર્થોમાં નાહ્યા પહેલાં પોતાનું ધોતીયું ધુવે તો તેને દોષ લાગે છે.

શિક્ષા ૯૩ મી—હે અરજુન ! જે મનુષ્ય તીર્થ કરવા જાય તેણે પહેલાં સ્નાન કરીને તર્પણ કરવું. તર્પણ કરતી વખતે જો કાળ ક્ષેમનો વીચાર મનમાં આણે તો તર્પણ કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે અને પીતૃદેવતાને તર્પણ પોહોંચે છે.

શિક્ષા ૯૪ મી—હે અરજુન ! તીર્થ કાંઠે જઇ જે માણસ બીમારીથી મૃત્યુ પામે તો તેને અરધ બાળી ( દહન કરી ) ક્ષેત્રમાં તીર્થ વાળી નદીમાં ફેંકી દીયે તો આ દોષથી અંતકાળે નરકનો અધિકારી થાય અને જો તેવા શબને બરાબર દહન કરી ( રાખ કરી ) ને તેની રાખ

ઉપર સાત દીવસ સુધી બગબર બંદોબસ્ત સાથે ગાય શીવાય કુતરાં બીલાડાં ગધેડાં આદી ચાર પગવાળા પશુ તેમજ સ્ત્રીનો પડછાયો પડવા નહી દીયે અને આઠમે દીવસે સ્નાન કરી તે રાખને ક્ષેત્રમાં ( નદીમાં ) પધરાવી અને ક્ષેત્રની માટીથી શબની બાળેલી જગો લીંપી સાફ કરે તો જગતના સર્વ તીરથો કર્યાનું ફળ તથા મોટામોટા યજ્ઞ કર્યાનું ફળ પ્રાપ્ત થાય અને મરનાર વૈકુંઠવાસ પામે અને બાળનાર તથા તેની ક્રીયા કરનારને હમેશાં આશિશ આપે.

શિક્ષા ૯૫ મી—હે અરજુન ! સુર્યનો પ્રકાશ ( તડકો ) હોય અને તેવામાં વરસાદ વરસતો હોય તેમાં જે કોઇ માણસ નાહાય તો તેને ગંગાસ્નાન કર્યા બરોબરનું ફળ મળે છે.

શિક્ષા ૯૬ મી—હે અરજુન ! જે મનુષ્ય સૂર્ય અસ્ત વખતે અન્ન જળ લીયે અથવા દીશાએ જાય તો તેને મહાદોષ લાગે છે. કારણ કે તે વખતે સૂર્ય અને દૈત્યને યુદ્ધ થાય છે. વાસ્તે સુર્યાસ્ત વખતે માણસોએ ઇશ્વરના ધ્યાન શિવાય બીજું કામ કરવું નહિ અને જે વખતે સૂર્યને જળ અર્પણ કરે તે સૂર્ય નારાયણના આશીર વચનથી હમેશાં સુખ પામે અને જે માણસ આ વખતે ખરાબ કામ કરે તે ઘણા વર્ષ સુધી દુઃખી થઇ દરીદ્રી રહે. વળી આપણે જાણવું જોઇએ કે સૂર્ય આથમ્યા પેહેલાં ચાર ઘડી અને અસ્ત થયા પછી રાત્રીની ચારઘડી સવારમાં સૂર્ય ઉદય થયા પેહેલાં ચાર ઘડી અને ઉદય પછીની ચાર ઘડી દીન ચડયા પછી જે માણુસ બીછાનામાં સુઇ રહે તો તેને સૂર્યના શ્રાપે કરી મેહાદોષ લાગે છે અને જે માણુસ આ બે વખતે પરમ દયાળુ પરમેશ્વરના ધ્યાનમાં સ્થીર મન લગાડી વેદ પુરાણ આદીનો પાઠ કરે તો સર્વ કરેલા પાપોથી મુક્તિ પામી અંતે વૈકુંઠમાં વાસ પામે અને આ ભવમાં લક્ષ્મી તથા સંતાનનું ઘણું સુખ ભોગવે.

શિક્ષા ૯૭ મી—હે અરજુન ! જે માણસ પાત્ર વિના એક હાથમાં રોટલી રાખી બીજે હાથે ખાય તો તે થોડા વખતમાં દરીદ્રી થાય છે.

શિક્ષા ૯૮ મી—હે અરજુન ! જે માણસ બીજાના ધન સંતાન આબરૂમાં જોર જુલમથી વિઘ્ન કરે તે આ લોકમાં નિર્ધન અને અંતકાળ પછી નરકનો અધીકારી થાય અને આવતા જન્મમાં સંતાન વીનાનો રહે.

શિક્ષા ૯૯ મી—હે અરજુન ! જે પુરૂષને પુત્ર નથી તે સંસારમાં પરમાત્માથી પણ સનમાન પામતો નથી અને અંતકાળે નર્કનો અધિકારી બની બીજા જન્મમાં પુત્ર વિનાનો રહે છે.

શિક્ષા ૧૦૦ મી—હે અરજુન ! જે દીવસે સ્ત્રી બાળકને જન્મ આપે છે તે દીવસથી ૪૫ દીવસ સુધી જે સ્ત્રીના હાથનું જળ, તથા અન્ન ખાય તો આ દોષથી પીતૃઓ સ્વર્ગમાં હોય તે નર્કમાં જઇ વાસ કરે. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે, હે દીનદયાળ ! જે મનુષ્યના કુટુંબમાં તે સ્ત્રી શીવાય બીજું કોઇ પણ માણસ ના હોય અને નિરધન હોય તો તેણે શું કરવું, ત્યારે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે વધુમાં વધુ ૨૩ દીન અને ઓછામાં ઓછા ૧૩ મે દીવસે સ્ત્રી ગંગાજળથી સ્નાન કરી પોતાના ગજા પ્રમાણે પુણ્યદાન કરે તો તેના હાથનું ભોજન ખાવાને દોષ નથી આ શિક્ષા સાંભળી અરજુને શ્રીકૃષ્ણ ભગવાનને હાથ જોડી વિનંતી કરી કે હે ત્રીલોકનાથ અધમ ઉધારણ આ આજ્ઞા સાંભળી જેમ દીવો અંધારામાં ઉજાસ આપે છે. તેમ મારા મનમાં જ્ઞાનરૂપી દીવાથી અજવાળું થયું છે. વાસ્તે કૃપા કરી બીજી પણ આજ્ઞા કરો ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે તું મારો પરમભક્ત છે. તેથી હું તને જે દેવતાઓ પણ જાંતા નથી તેવી આજ્ઞા કરૂં છું.

શિક્ષા ૧૦૧ મી—હે અરજુન ! જે માણસ પોતાના મનને પ્રસન્ન રાખીને પુન્યદાન કરે છે તેને ફળ મળે છે અને જે ક્રોધ લાવીને અથવા

મન ઉલ્લાસ રાખીને પુણ્યદાન કરે અને લેનારના મનને બહુ બળાપો કરાવે તેનું પુણ્યદાન નિષ્ફળ થવાથી મહા પાતકી થાય છે.

શિક્ષા ૧૦૨ જી—હે અરજુન! જે માણસ પોતાના દીકરાને બીજાના ખોળે સોંપે તો તે દીકરાના હાથનું જળ ખોળે સોંપનાર બાપને પોહોંચતું નથી કદાચીન આપેલા છોકરાને પાછો લે તો તે છોકરો જુવાન થઇને મરી જાય છે અને તે ન મરે તો બીજો પુત્ર મરી જાય છે. અને આગલા જન્મમાં ધન સંતાનનું સુખ નહીં પામતાં નર્કમાં જઇ વાસ કરે છે આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે, હે સચ્ચીદાનંદ પ્રભો! કોઇ માણુસ આપેલા પુત્રને અજ્ઞાનથી પાછો લે તો તે આ પાપથી કેવી રીતે છુટે? ત્યાં શ્રીકૃષ્ણે કહ્યું હે અરજુન તે માણુસ પોતાની સ્ત્રી તથા તે પુત્ર સાથે ગંગા આદી તીર્થોમાં સ્નાન કરી પીળી લાલ, ધોળી, કાળી અને મંજુરી એ પાંચે રંગવાળી પાંચ ગાય દુધ આપતી હોય તેવી તેની ખરીગ્રો, તથા શીંગડાને સોનું મઢાવી પાંચ બ્રાહ્મણોને પાંચ ગાયોનું દાન કરે અને પરબ્રહ્મ પરમેશ્વરની પાસે આ કરેલા પાપની માફી માગે તો આવા પાપથી છુટી પાછા લીધેલા દીકરાના હાથનું તર્પણ પહોંચે છે.

શિક્ષા ૧૦૩ જી—હે અરજુન! જે માણુસ સંગ્રામમાં યુદ્ધ કરતી વખતે પોતાની પાસે રહેલા ધન અને બળના અહંકારના શબ્દો બોલી અને પોતાના વેરીને બુરાં વચનો ગાળો દઇ સંતાપે તો આ પાપે કરી સંગ્રામમાં હાર પામી નિષ્ફળ થઇ નાસી જઇ નુકશાન ભોગવવું પડે.

શિક્ષા ૧૦૪ થી—હે અરજુન! યુદ્ધ કરતાં શત્રુને શરણે આવે અથવા બળહિન થઇ નાશી જાય તો તેને મારવો ઉચિત નથી તે છતાં જો તેને મારે અથવા ઘાયલ કરે તો તે પાપથી તેનો પુત્ર યુવાવસ્થામાં મરી જાય તથા આગલા જન્મમાં તેની સ્ત્રી વાંઝણી રહે.

શિક્ષા ૧૦૫ મી—હે અરજુન! જે માણુસ કાગળ અથવા લાકડા

પર મનુષ્ય આદિ જનાવરોના ચિત્ર બનાવે તો તે દોષને માટે આ જન્મમાં અથવા આગલા જન્મમાં ધન તથા સંતાનનું સુખ નહી પામતાં આંખે આંધળો થાય કારણ કે તે ચિત્ર નિરજીવ છે પરંતુ ભગવાન આદિ દેવતાના ચિત્રોની પ્રતિષ્ઠા કરવાથી સંતાનનું સુખ મળે છે.

શિક્ષા ૧૦૬ મી—હે અરજુન ! જે મનુષ્ય મોઢામાંથી બોલતાં બોલતા થુંક બહાર આવી બીજા માણુસના શરીર ઉપર પડે તો તેના દોષને લીધે આવતાં જન્મમાં કુકરને પેટે અવતાર લઇને અંતકાળે નરકમાં જઈ વાસ કરે છે.

શિક્ષા ૧૦૭ મી—હે અરજુન જે માણુસ પોતાના ધણીનો હુકમ નહિ માનતાં ઉન્મત્ત થઇ જયાં ત્યાં વગર કામે ઉભો રહે અને સ્વામી શું કહે છે તે બરાબર ધ્યાનમાં નહી લે તો તેને હમેશા દુ;ખની પ્રાપ્તી થાય અને નરકમાં વાસ કરે કારણ કે સ્વામીનો હુકમ ન માનવો એ સર્વથી મોટું પાપ છે. આ સાંભળી અરજુન પુછ્યું કે હે જીવનનાથ જગતબંધુ કોઇ વખત સ્વામી સેવકથી થઇ ન શકે એવું કામ ફરમાવે તો તેમાંથી કેવી રીતે છુટો થાય, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે જે સેવકને કહેલ કઠણ ચાકરી બની ન શકે તેવી હોય તો સેવકે જે દીવસથી સ્વામીની આજ્ઞા લોપી હોય તેટલા દિવસનો પગાર નહી લેવો. આ સાંભળી અરજુને પ્રશ્ન કર્યો કે હે જગદીશ્વર ? જો કોઇ દીવસ સેવક સ્વામીની ચાકરી કરવામાં ભુલ કરે અને નીર્ધન અવસ્થાને લીધે પગાર પાછો આપવાની શક્તિ ન હોય તો કેવી રીતે આ પાપથી છુટે ત્યારે શ્રીકૃષ્ણજીએ કહ્યું કે જે પગાર તેને મળતો હોય તેનો ચોથો હીસ્સો પુણ્યદાનમાં વાપરે અને પરમદયાળુ પરમેશ્વરની પાસે માફી માગે તો આવા પાપથી છુટી અંતે સુખી થઇ સંતાનની વૃદ્ધી પામે.

શિક્ષા ૧૦૮ મી—હે અરજુન ! જે માણુસ ધર્મશાળા હવેલી વગેરે

જગ્યાઓ બંધાતી હોય અને તે પુરૂં થયું ન હોય તેની અંદર બેસીને ભોજન કરે તો તેને દોષ છે, પરંતુ જ્યારે મુકામ બરાબર તૈયાર થાય ત્યારે પોતાની સ્ત્રી સહિત પ્રતિષ્ઠા કરી પરિક્રમા કરે, અને બ્રાહ્મણને મીઠું ભોજન જમાડી ગૌઆદી દાન કરી, પોતાના કુટુંબ સાથે ત્યાં ભોજન કરે, તો અશ્વમેધ યજ્ઞ કર્યાના ફળની બરોબર કરનારૂં ફળ પ્રાપ્ત થાય અને આવા કર્મો કર્યાથી ધન સંપતી વગેરેની સુખ ભોગવે.

શિક્ષા ૧૦૯ મી–હે અરજુન મનુષ્ય તીર્થે સ્નાન તથા દરશન યાત્રા કરવા જતાં રસ્તામાં કોઇની મિજબાની (ખુશનું જમણ) જમવા રોકાય તો એ દોષથી આ જાત્રાનું ફળ નિષ્ફળ થઇ જેણે આપણને મીજબાની આપી હોય તેને પ્રાપ્ત થાય છે. ત્યારે અરજુને પ્રશ્ન કર્યો કે હે ભગવંત ભક્તવત્સળ ? રસ્તામાં ભાઇ અથવા અંગના સગા તથા મીત્રની મીજબાની હોય ત્યાં રોકાયા વીના ન ચાલે તેવું હોય ત્યારે શું કરવું ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે જતી વેળા ન રોકતાં આવતી વખતે મીજબાની લેવા રોકાય તેને દોષ નથી. વળી તીર્થ તથા દેવસ્થાનની જગોમાં ભાઇ અથવા મીત્ર મીજબાની આપ્યા વીના ન જવા દેતો સ્નાન યાત્રાથી પરવારી ચાલતી વેળા તીર્થસ્નાનની સાતવાર પ્રદક્ષિણા કરી ચાલતી વખત મીજબાની લે અને પોતે તે મીજબાનીમાં જમે તેથી વીસ ઘણું બ્રાહ્મણને જમાડે તો તેનો દોષ નહી લાગતાં સ્નાનયાત્રા તથા તીર્થયાત્રા સફળ થાય.

શિક્ષા ૧૧૦ મી— હે અરજુન ! જે માણસ પક્ષીના નાના બચ્ચાં તથા ઇંડાને અડે તથા બાહાર નાંખી દીયે તો આ પાપના દોષથી સદા રોગી રહી પોતાના જુવાન પુત્રને ગુમાવે એટલુંજ નહી પણ અંત સમયે નર્કનો અધિકારી થઇ આવતા જન્મમાં સંતાનનું સુખ નહી પામતાં દુઃખી રહે, કારણ કે પક્ષી પોતાના બચ્ચાને તે અડકતાં જુવે તો તે

જોઇને ઉડી જાય છે અને પછી પોતાના બચ્ચાનું તે પક્ષી પાલન કરતું નથી, તેથી તે ભુખ અને તરસથી મરી જાય છે અથવા તરફડીઆં મારી નીચે પડે તો બીલાડાં કુતરાં વગેરે જનાવરો તેને મારી ખાઇ જાય છે

શિક્ષા ૧૧૧ મી—હે અરજુન ! માણસોએ ગાયને દોતી વખતે તેના વાળ દુધમાં ન પડે એવી કાળજી રાખવી કેમકે ગાયના વાળ તુટવાથી આપણને દોષ લાગે છે જે કોઇ માણસ દુધને ગળ્યા વીના ઉનું કરી પીયે તો તે માણસ દરીદ્રી થાય છે આ પાપને સર્વથી મોટું ગણેલું છે માટે માણસો દુધને ગાળી ઉનું કરી પીવું.

શિક્ષા ૧૧૨ મી—હે અરજુન! જે પુરૂષ અથવા સ્ત્રી છોકરાંને રડતાં મુકી કુકર્મ કરવાને જાય અથવા છોકરાંને મારે તો બાળકના નિ-સાસાથી તે માણસ નરકમાં જાય છે. અને આ સંસારમાં દુઃખી થઇ પુત્ર વીનાનો રહે અને તેને પુત્ર થાય તો તે જુવાન થઇ મૃત્યુ પામે અથવા તો તેના પાપથી તેના પીતૃદેવ સ્વર્ગમાં વસતાં હોય તે નરકમાં જાઇ વાસ કરે.

શિક્ષા ૧૧૩ મી—હે અરજુન ! જે મનુષ્ય સવારમાં પોતાનું મોઢું ધોયા વીના દુધ આદિ કોઇ પણ ચીજ ખાય તો તે આ જન્મમાં સુખ ન પામતાં દુઃખ ભોગવે.

શિક્ષા ૧૧૪ મી—હે અરજુન ! જે માણસ વૃક્ષ ઉપરથી કાચાં ફળ તોડે છે, તે મહાદોષવાળો કહેવાય છે. જો આપણને ફળની અગત્ય હોય તો વૃક્ષ ઉપર ફળ બરાબર પાક ઉપર આવેથી તેને ઉપયોગમાં લેવું.

શિક્ષા ૧૧૫ મી—હે અરજુન! જે માણસ પોતાના છોકરો મગાર અને પોતાનું ધન ઉડાડે તો તે આ લોકમાં જન્મભર દુઃખી થઇ પુત્ર વિનાનો રહે અને પરલોકમાં સનમાન પામ્યા વિના નરકમાં જઇ વાસ

કરે અને જે તેના પીતૃદેવતાઓ સ્વર્ગમાં વાસ કરતા હોય તે નર્કમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૧૬ મી—હે અરજુન ! જે મનુષ્ય દાનમાં આપવાની ચીજને પાત્રમાં મુકી તેજ પાત્ર હાથમાં લઇ સંકલ્પ કરતી વખતે જો બ્રાહ્મણ સ્વસ્તી એવો ઉચ્ચાર મુખમાંથી બોલી દેતો, તે પાત્ર તથા હાથ પણ સંકલ્પમાં આવી ગયા માટે તે પણ આપી દેવું જોઇએ, પરંતુ શરીરમાંથી હાથ છુટો કરીને અપાય નહી, માટે હાથને બદલે સોનું, રૂપું, તથા તાંબુ જે પોતાની શક્તી પ્રમાણે તે ત્રણે ધાતુમાંથી ગમે તે ધાતુનો હાથ બનાવી બ્રાહ્મણને આપે નહિ, ત્યાં સુધી તે હાથથી બ્રહ્મભોજન વગેરે સુકર્મ કામો કરવામાં આવે તેનું ફળ મળે નહી, ત્યારે અરજુને પ્રશ્ન કર્યો કે હે યદુનાથ ? તે માણસને ત્રણે ધાતુમાંથી એક ધાતુનો હાથ બનાવી બ્રાહ્મણને આપવાની શક્તી ન હોય તો તે કેવે પ્રકારે દોષથી મુક્ત થાય, ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે બ્રાહ્મણને મન માનતી ચાદર ( કપડું ) શ્રદ્ધાથી આપે તો તે દોષને નીવારણ થાય પણ તે ચાદર અસલ વિદ્વાન બ્રાહ્મણને આપે તોજ આ દોષથી છુટો થાય નહિ તો તે દોષ માથે ચોંટયો રહે.

શિક્ષા ૧૧૮ મી—હે અરજુન ! જે મનુષ્યની પરણેલી સ્ત્રી બાળગોપાળ મુકીને મરણ પામે તે મનુષ્યે બીજીવાર લગ્ન કરવું વાજબી નથી કેમકે તે સ્ત્રી બાળગોપાળ ઉપર સ્નેહ રાખી શક્તી નથી, તેથી તે દોષથી સ્ત્રી પુરૂષને નીચ યોનીમાં જન્મ લેવો પડે છે.

શિક્ષા ૧૧૯મી—હે અરજુન ! જે પુરૂષ અથવા સ્ત્રી જારકર્મ (વ્યભીચાર) કરે અથવા જુગટું રમે, તે આ સંસારમાં પૈસાથી સુખ ભોગવે નહી તેમજ તેને કોઇ સાથે હેત પ્રીત ટકે નહી અને અંતકાળ વખતે નરકમાં જઇ અનેક તરેહના કષ્ટ ભોગવે માટે આવી તું ભુલ કોઇ દીવસ કરતો નહીં.

શિક્ષા ૧૧૯ મી—હે અરજુન ! જે મનુષ્ય ભાડ ભાટ અને ભલાડ

આ ત્રણ જાતમાંથી કોઇપણ માણસને ઘોડો અથવા બીજું કાંઈ આપે તો ભાટ આપનારના પુંઠે અવગુણ ભરેલી નકલો અથવા તેની બુરાઇ ગાય, અને મોઢે ગુણ ગાય ઉપલી જાતો લાજ કાજ ગૃહબુદ્ધી વિચાર એટલા વાનાથી રહીત કહેવાય છે. તેથી કોઇ દાતાર પુરૂષ પૈસો આપે તો પછી આગલા જન્મમાં આપનાર માણસ ભાટ વગેરેને ઘેર જન્મ લે અને તે અંતકાળે ઘોર નરકમાં જઇ વાસ કરે. આ સાંભળીને અરજુને બે હાથ જોડી પોતાને માથે વીતેલી વાતનો અફસોસ કરી વીનંતી કરી, ત્યારે ઘનશ્યામ શ્રીકૃષ્ણજીએ કહ્યું કે તારે ગયેલી વાતનો શોક ન કરવો. અને હવે પછી આ મારી શિક્ષાઓ ધ્યાનમાં લઇ વર્તજે અને જે કોઇ માણસ આ શિક્ષા પ્રમાણે વર્તશે તેનું સદા ભલું થશે.

શિક્ષા ૧૨૦ મી–હે અરજુન ! જે માણસ દિશાએ અગર પીશાબ કરી આવીને પુણ્ય અર્થે દાન કરે તેનું ફળ તેને પ્રાપ્ત નહી થતાં તેનો નિવાસ નરકમાં થાય.

શિક્ષા ૧૨૧ મી–હે અરજુન ! જે મનુષ્ય ચોથે દીવસે આંગળાના નખ નહી ઉતરાવતાં આળસથી રાખે અને સાતમે દીવસે હજામત ન કરાવે તો તે માણસ જેટલું પુણ્યદાન કરે તેનું ફળ મળે નહી.

શિક્ષા ૧૨૨ મી–હે અરજુન ! જે માણસનો ચઉદશને મંગળવારે અથવા અમાસને રવિવારે જન્મ થયો હોય તે તીથી અથવા તે વારે જો તે પોતાના નખ ઉતરાવે તો તે મહા પાતકી થાય. અને તે દેવતાઓના શ્રાપથી સદા દરીદ્રી રહે ઉપરની તીથી વારના દેવતાઓ જુદા જુદા છે માટે તેઓની તે દીવસે પુજા કરે તો આ સંસારમાં પરમ સુખની પ્રાપ્તી મળે, અને અંતકાળ સમયે વૈકુંઠમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૨૩ મી–હે અરજુન ! જો મનુષ્ય આજની કરેલી રોટલી બીજે દીવસે જમવાના ઉપયોગમાં લે તો તે માણસ સદા રોગવાળો

રહે અને પોતાના પુત્ર પરીવારથી દુઃખ પામી અંતે નર્કમાં વાસ કરે કેમકે ટાઢુ ખાવાથી અન્નદેવ શ્રાપ આપે છે. તેથી આ સંસારમાં સુખ નહી ભોગવતાં અનેક જાતની શરીરે વ્યાધીઓ થઇ આવી બુદ્ધીમાં ઘટાડો તથા આળસ નીદ્રાનો વધારો થાય છે. માટે કોઇ માણસોએ ટાઢું અન્ન ન ખાતાં તાજુ હમેશ ઉપયોગમાં લેવાથી ફાયદો છે. પણ મીઠાઇ અથવા પકવાન ખાય તો તેને દોષ લાગતો નથી.

શિક્ષા ૧૨૪ મી–હે અરજુન ! જે મનુષ્ય પોતાના સ્વામીની સેવામાં સદાસુખો તથાલે નીરાભી રહે, બીજું ચાકરના મનને દુખી ન કરે ત્રીજુ કોઇના ઉપર ક્રોધ ન કરે તે આ લોકમાં તથા પરલોકમાં સુખ પામી અંતે વૈકુંઠ ધામમાં જઇ વાસ કરે.

શિક્ષા ૧૨૫ મી–હે અરજુન ! શરણે આવેલા શત્રુને શસ્ત્રવડે નહી હણતાં ઉપકાર વડેજ હણવામાં જે પુરૂષ મોટાઇ માને, તેને ધન્ય ગણાય છે કદાચિત અજ્ઞાન પુરૂષ શસ્ત્ર વડે હણે છે તો હણનારો પુરૂષ સદ્ગતી પામે છે પણ હણનારની ગતી થતી નથી.

શિક્ષા ૧૨૬ મી–હે અરજુન ! જે મનુષ્ય એક જગ્યા મુકી બીજી જગ્યામાં રહેવા જાય છે, અને તે ખાલી જગ્યાને ખરાબ હાલતમાં એટલે સાફસુફ કર્યા વગર રાખી જાય, તો તે જગ્યાના શ્રાપથી ધન સંતાનનો નાશ થાય છે; તેમાં કોઇ પણ સંદેહ સમજવો નહી માટે મનુષ્યે અવશ્ય જાણવું જોઇએ કે નવાને દેખીને જુનાને ભુલવું નહી

શિક્ષા ૧૨૮ મી–હે અરજુન ! જે મનુષ્ય બીજાની આશા ઉપર આધાર રાખી બેસી રહે તેને મોટો દરીદ્રી જાણવો કેમકે આપ સમાન બળ નહી અને મેઘ સમાન જળ નહી, માટે મનુષ્યને ઉચિત છે કે અહર્નીશ પરમાત્માના ધ્યાનમાં મગ્ન રહી પોતાના પુરૂષાતનથી જે કોઇ બને તે કરવું કેમકે એવો એક પણ પદાર્થ નથી કે તે મનુષ્યથી બની શકે

નહી પરંતુ ક્રીયાહીન, આજ્ઞાન, આળસુઓથી અને નહી તેને મનુષ્ય અ-વતારે પશુ સમાન જાણવો.

શિક્ષા ૧૨૯ મી—હે અરજુન ! મોટામા મોટું તીર્થ માબાપની સેવા છે પણ જો શક્તિ હોય તો બીજા ૬૮ તીર્થો છે તેમાંથી જે કાંઇ બને તે કરવું પણ જો શક્તિ ના હોય તો ઘેર રહી માબાપની સેવા શુદ્ધ અંતકરણથી કરે તો તે બધા તીર્થો કરતાં શ્રેષ્ટ છે.

શિક્ષા ૧૩૦ મી—હે અરજુન !જે મનુષ્ય પોતાને ઘેર આવેલા બ્રાહ્મણને બેસવાને આસન આપે નહી તો તે ઘરધણીની સંપત્તીનો નાશ થઇ દરીદ્રી બને છે કેમકે બ્રાહ્મણોની ગુદાએ દરીદ્રનો વાસો હોય છે અને તેથી આસન ન આપતાં ખાલી જમીનપર, ઘરમાં બેસાડે તો તે દરીદ્રી ઘરમાં રહે છે પણ જો આસન આપ્યું હોય તો દરીદ્રી બ્રાહ્મણની ગુદાએજ રહે છે.

# સમાપ્ત

### । मालिनीवृत्तम् ।

असित गिरी समंस्यात्कज्जलं सिंधुपात्रे, ।
सुरतरु वर शाखा लेखिनी पत्र मूर्वीम् ॥
लिखाति यदि गृहिला शारदा सर्वकालं ।
तदपितव गुणाना मीशपारं न याति ॥

# અધ્યાત્મિક પદો.

## अमारो राम

### माढ

આનંદ કંદ અનંતરે, એવો અમારો રામ;
જેના વિના આ લોકમાં, ઠાલુ ન કોઇ ઠામ.
પૃથ્વી પાણી તેજ વગેરે, સર્વે એનાં અંગ;
જૂદાં કેમ પડે તે કોને જલમાં જેમ તરંગ.— રે એવો૦
જ્યાં જોશો ત્યાં પૂર્ણ ભરેલો, પણ તે સ્થૂલ ન હોય;
ઝીણામાં ઝીણો છે પોતે, નિરખી ન શકે કોય.— રે એવો૦
કેમે માપ ન થાય કશાથી, માયા તીત મહાન;
બ્રહ્માને ભવ જેવા જેનું, નિત્ય ધરે છે ધ્યાન;— રે એવો૦
આંખ વિના દેખે. છે સૌને' શ્રવણ કરે નહિં કાન;
નામરુપ આ દૃષ્ય બધાનું, નિમલ એક નિધાન.— રે એવો૦
વિશ્વ અલૌકિક વૃક્ષ બન્યું છે, પોતે તેનું મૂલ;
આડંબર અરંભ્યો ભારે, પણ નોખો નિર્મૂલ.— રે એવો૦
મન-વાણી નહિ પ્હોંચે પૂરાં, છે સૌનો આધાર;
સત્તાથી સંભાળી રાખે, બ્રહ્માંડોને ભાર.— રે એવો૦
પશું પક્ષી માણુસ સર્વેમાં, પોતે જીવન રૂપ
દેવોનો પણ દેવ દયાલુ, ભૂપોનો પણ ભૂપ.— રે એવો૦
ભાવ પ્રમાણે દર્શન દે છે, ભક્તજનોને જેમ;
રૂપ ધરે છે નાનાં મોટાં, ઇચ્છા આવે એમ.— રે એવો૦

## માઢ.

૨

પંચભુતના પિંજરમાં છે, પોતે પંખી રૂપ,
અજર અમર અવિનાશી અંતે, અળગો એક અરૂપ.—રે એવો૦
અવળા ચાલે એ લોકોને, દે છે દંડ પ્રચંડ;
જાડી રીતે ક્યાંહિ જડે નહિ, ખોળો સઘળા ખંડ.—રે એવો૦
દૃષ્ટા દર્શન દૃશ્યપણાથી, લાગે છે બહુ રૂપ;
તત્ત્વ વિચારે ત્રિપુટી જોતાં, અંતે આપ અરૂપ.—રે એવો૦
ઉત્પત્તિ સ્થિતિ લય છે સર્વે, એની સ્ફૂરણા રૂપ;
આ જંજાલ જમાવી બેઠો, પણ પોતે ગૂપચૂપ.—રે એવો૦
બાંધ્યે તે બંધાય ન બૂઢો, છોડયો નહિ છોડાય;
વેદ પુરાણો તત્વવિચારે, જેના ગુણને ગાય.— રે એવો૦
પાસે નિત્ય રહે છે પણ તે, બોધ વિના છે દૂર;
ભાવે તે રીતેથી ભાળો, ભાઇ બધે ભરપુર !— રે એવો૦
મર્યાદાનું મૂલ દયાલુ, કાલ તણા પણ કાલ;
કોટી કલ્પ જતાં પણ વીતી, વાંકો થાય ન વાળ.—રે એવો૦
કેશવ હરિ કે રામ કહો કે, સર્વે તેનાં નામ;
પોતાના લોકોને પ્રેમે, આપે ઉત્તમ ધામ.— રે એવો૦

---

# सद्गुरुनुं शरण.

## राग देश.

સદ્ગુરૂ-શરણુ વિના અજ્ઞાન તિમિર ટળશે નહિ રે;
જન્મ-મરણુ દેનારૂં બીજ ખરૂં બળશે નહિ રે.—ટેક.
પ્રેમે વચનામૃત પાન વિના, સાચા ખોટાના ભાન વિના;
ગાંઠ હૃદયની જ્ઞાન વિના, ગળશે નહિ રે.— સદ્ગુરૂ૦
શાસ્ત્ર પુરાણુ સદા સંભારે, તન મન ઇંદ્રિય તત્પર તારે;
વગર વિચારે વળમાં, સુખ રળશે નહીં રે.— સદ્ગુરૂ૦
તત્વ નથી મારા તારામાં સુજ્ઞ સમજ નરતા સારામાં;
સેવક સુતદારામાં દિન વળશે નહિ રે.— સદ્ગુરૂ૦
કેશવ હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા;
શોધ વિના સજ્જન એવા, મળશે નહિ રે.— સદ્ગુરૂ૦

---

## रामगी.

રે જીવ! તું શિવરૂપ છે, ભૂલ્યો કેમ ભમે છે?
આ સંસારની જાલમાં, શું ગુંથાવું ગમે છે? રે જીવ૦
પંચ મહાભૂતનો થયો, તું નથી જડ દેહ!
શાસ્ત્ર પુરાણો શાખ દે, પછી શો સંદેહ? રે
જ્ઞાનેંદ્રિય તે તું નથી, નથી તું પંચ પ્રાણુ;
કર્મેન્દ્રિઓ પણુ તું નથી, એમ નિશ્ચય જાણુ. રે જીવ૦

પંચ મહાભુત તું નથી, તું નથી નામરૂપ;
વર્ણ અને જાતિ તું નથી, કાં પડયો અંધકૂપ? રે જીવ૦
ત્રિગુણ અહંકાર તું નથી, નથી માંસને મેદ;
વસ્તુ–કાવ અને દેશનો, તુજમાં નથી ભેદ. રે જીવ૦
હાડચર્મ રસ લોહીને, તું નથી મલ મૂત્ર;
માત પિતા ભાઇ ભાભિની, પુત્રિ કે નથી પૂત્ર, રે જીવ૦
કતૃત્વ પણ તું માનથી, નથી ભોકતૃત્વ ભાઇ;
સંસારના સંબંધની, નથી તારે સગાઇ. રે જીવ૦
નીચ ઉચ્ચવર્ણ તું નથી, નથી નર તેમ નારી;
તારાં નથી ધન ધામ આ તે તું જોને વિચારી. રે જીવ૦
ખાવું પીવું હર્ષ શોક એ, દેહના સહુ ધર્મ:
વેદ વેદાંતની વાણીનો, કેમ જાણે ન મર્મ? રે જીવ૦
જન્મ મરણ ને જરા નથી, એક રૂપ અનાદિ,
સચ્ચિત્ આનંદ રૂપ છો, નથી અંત ને આદિ. રે જીવ૦

## श्री राम दोहा.

રામ નામકો કલ્પ તરૂ, કલી કલ્યાણ નિવાસ;
જો સુમરત ભયો ભાંગતે, તુલસી તુલસીદાસ. ૧
રામ રામ કહો રામ કહો, રામ કહો બેર બેર;
રામ કહેસેં હોતહે, સકલં પુન્યકો ઢેર, ૨
તુલસી અધ સબ દુરી ભયે, રા અક્ષરકે લેત;
ફીરીનેરે આવે નહીં, મ અક્ષર પટદેત. ૩
સારે જુગકી સંપદા, સ્વાશા સમ નહિ હોય;
સો સ્વાશા રઘુનાથ બીના તુલસી વૃથા ન ખોય. ૪

તુલસી સીતા રામકો, રીઝ ભજો યા ખીજ;
જ્યું ખેતરમેં બોવીએ, ઉલટા સુલટા બીજ. ૫
દીપ સીખા સમ યુવતી સુખ, મન જનીહોસી પત;
ભજહી રામ તજી કામ મદ, કરહી સદા સતસત. ૬
કહા કહીએ કહા જોરીએ, થોરે જીવન કાજ;
છોરી છોરી સબ જાતહે, દેહ કુટુંબ ધન રાજ. ૭

---

## हरिगीत छंद.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન, હરણ ભવ ભય દારૂણં;
નવ કંચ લોચન કંજ મુખ કર, કંજ પદ કંજારૂણં.
કંદર્પ અગનીત અમોત છબી નવ, નીલ નીરજ સુંદીરં.
પટ પીત માન ઉલતડીત સુચી રૂચી, નૌમી જનક સુતાવરં.
શીર કીરીટ કુંડલ તીલક ચારૂ, ઉદાર અંગ વીભુષણં;
આજાન ભુજ શર ચાપ ધર, સંગ્રામ જીત ખરદૂષણં.
ભજો દીનબંધુ દીનેશ દાનવ, દલન દુષ્ટ નીકંદનં;
રઘુનંદ આનંદકંદ, કોશલચંદ દશરથ નંદનં.
ઇતી વદતી તુલશીદાસ શંકર, શેશ મુની મન રંજનં;
મમ હૃદય કંજ નીવાસ કરી, કામાદી ખલ દલ ગંજનં.
રસીયાવર રામચંદ્રકી જે, રાજા રામચંદ્રકી જે, સીતા રામચંદ્રકી જે.

---

# જાહેરખબર

——〰〰〰——

## कालने भरोंसे न रहेवुं.

### रागदेरा ( કલ્યાણ અગલ ભૈરવી )

ભરોસે શું રહ્યા ભૂલી ? પલકમાં પ્રાણ જાવાના :
જુવો છો અન્યના એવા, નકી નિજ હાલ થાવાના : ટેક.
વળેલી મૂઠિએ આવ્યા, નથી સાથે કશું લાવ્યા;
ધરા ધન ધામને મેલી, સ્મશાને સૌ સમાવાના ; ભ૦—
સુખેથી શું હજી સૂતા, ખરેખર ખાડમાં ખૂતા;
સમય વીત્યા પછી પ્યારા, કુશલ ક્યાંથી કમાવાના; ભ૦---
રહ્યાને સર્વદા સંપી, જગત જંજાલમાં જંપી:
મમત્વે મોહ થાવાથી, વિના મોતે મરાવાના: ભ૦—
તમારૂં શું તમે લેખો, કરી ઝીણી નજર દેખો;
ધરા ધન ધામને કામે, નથી નિશ્ચે ધરાવાના; ભ૦—
ભમાઇ ભૂલ કીધાથી, વિષયની વાટ લીધાથી;
પરાણે પાપને યોગે, ભવે ભાઠે ભરાવાના; ભ૦—
ખબર પલની નથી પડતી, નથી ગુણદોષની ગણતી;
ચડીલા કાલની ડાઢે, ચડી ચોંપે ચવાવાના; ભ૦—
સદા સતસંગને સાધો, વિસારો વેધને વાંધો;
ઉપાયો આદરો અંતે મહાસુખને જમાવાના; ભ૦—
સદા સન્માર્ગ ના શોધે, સખા શુભ વાત ના બોધે;
કૃપા હરિરામની થાતાં, નથી દુઃખે દબાવાના, ભ૦—

**ચીમનલાલ ઠાકોરલાલ પંડયા.**